"કાં આયર ! આ શું થઇ ગયું ?"

વીકમસી ગળગળો થઇ ગયો: થોડીવાર તો વાચા જ ઉઘડી નહિ. હોઠે આવીને વેણ પાછાં કોઠામાં ઉતરી ગયાં.

સોનબાઇ ઢૂકડી આવી. કાંડું ઝાલ્યું.

"તું મને અડીશ મા, આયરાણી ! હું નકામો છું."

"કાં ?"

"હું પુરૂષાતણમાં નથી. માબાપને મેં ઘણી ઘણી ના પાડી'તી. પણ કોઇએ મારૂં કહ્યું માન્યું નહિ. કોઇ મારા પેટની વાત સમજ્યું નહિ."

"તે પણ શું છે ?"

"બીજું તો શું કરૂં ? આણું આવે ત્યાં સુધી તો તારે રોકાવું જ પડશે. પછી માવતર જઇને ખુશીથી બીજે વીવા ગોતી લેજે. મેં તને બહુ દખી કરી. ભાગ્યમાં માંડયું મિથ્યા ન થયું."

આયર એના ભરાઇ આવેલા હૈયાને ખાળી ન શકયો. દડ દડ દડ પાણી પડવા લાગ્યાં.

"અરે અરે આયર ! આમ શીદ બોલો છો ? એથી શું થઇ ગયું ? કાંઇ નહિ. આપણે બે જણાં ભેળાં રહીને હરિ-ભજન કરશું."

સાંભળીને વીકમસીનો ચહેરો ચમકયો. વળી ઝાંખો પડીને બોલ્યો : "ના, ના, તારૂં જીવતર નહિ બગાડું."

"મારૂં જીવતર બગડશે નહિ, સુધરશે. તમારી ભેળી સુખમાં રહીશ. બીજી વાતું મેલી દ્યો."

ખોળામાં માથું લઇને મોવાળા પંપાળનાં પંપાળનાં સ્ત્રીએ પુરૂષને સુવાડી દીધો. વિકાર સંકોડીને પોતે પણ નીંદરમાં ઢળી. કોડીયાના દીવાની જ્યોત બેય જણાંનાં નિર્દોષ મોઢાં ઉપર આખી રાત રમતી હતી.

એવી એવી નવ રાતો વીતી ગઇ. દસમે દિવસે માવંતરને ઘરેથી સોનબાઇનો ભાઇ ગાડું જોડીને બ્હેનને તેડવા આવ્યો. અને એ દસમી રાતે વીકમસીએ સોનબાઇને રજા દીધી: "તું સુખેથી જા. હું રાજીખુશીથી રજા દઉં છું. હઠ કર મા. ઉગ્યો એને આથમતાં વાર લાગશે."

"આયર! ધક્કો દઇને શીદ કાઢો છો? મારે નથી જાવું. તમારી જોડેજ રહેવું છે. મારે બીજું ત્રીજું કાંઇ નથી કરવું."

ધણીના પગ ઝાલીને સોનબાઇ ચોધાર રોઇ પડી. એમ ને એમ આંખ મળી ગઇ. નીંદરમાં ય લવતી હતી કે "નહિ જાઉં! ભેળા રહેવું છે! ભજન કરશું. નહિ જાઉં."

સવારે ઉઠીને, ગાડા સાથે પીયરના કુટુંબની જે કોઇ છોડી આવેલી તેની મારફત પોતાના ભાઇને કહેવરાવ્યું કે "મને તેડી જશો તો મારૂં સારૂં નહિ થાય. મારે લાખ વાતે પણ આવવું નથી. તમે વેળાસર પાછા ચલ્યા જાઓ."

ભાઇને કાંઇ કારણ સમજાણું નહિ. પણ એને લાગ્યું કે આગ્રહ કરીને બ્હેનને તેડી જવાથી ઘરમાં કાંઇક કલેશ થવાનો હશે. એટલે એણે વેવાઇને કહ્યું:

"વજસી પટેલ! મારાથી ભૂલમાં તેડવા અવાઇ ગયું છે. પણ આ તો કમૂરતાં ચાલે છે. એ વાતનું મને ઓસાણ નહોતું. હવે ફરીવાર તેડવા આવીશ."

એટલું કહીને ભાઇએ ગાડું પાછું વાળ્યું.

વજસી ને રાજબાઇ, ડોસોડોસી બેય હવે જગ જીત્યાં હોય એવા સુખના દિવસો વીતાવે છે. સામી ઓસરીએ બેઠાં બેઠાં બેય ડોસલાં પોતાની ડાહી ડમરી દીકરા-વહુના ડીલનો વળાક જોયા કરે છે: પરોડીયે વહુની ઘંટી ફરે છે: સૂરજ ઉગ્યે વહુ વલોણું ઘુમાવે છે, ભેંસો દોવે છે, વાસીદાં વાળી ફળીયું ફુલ રોખું—છીંક આવે તેવું ચોકખું બનાવે છે. મોતી-ઇંઢાણીએ ત્રાંબાળુ હેલ્યનાં બેડાં લઇ આવે છે, ને પાછા

દસ જણાના રોટલા ટીપી નાખે છે: નાની વહુ વિજળી જેવી ઘરમાં ઝબકારા કરી રહી છે. શું એનું ગરવું મોઢું ! સાસુ–સાસરાને હેતનાં જળજળીયાં આવી જાય છે: વાતો કરે છે કે

"હવે તો આયરાણી ! એક વાત મનમાં રહી છે: આ રૂપીને કોઇ સારૂં ઠેકાણું મળી જાય ?"

"એની ફકર આપણે શી પડી છે આયર ? એને ભાઇ જેવો ભાઇ છે. આફરડો રૂપીને ઠેકાણે પાડશે."

"પોતાના સુખમાં બેનનું સુખ વિસરી તો નહિ જાયને ?"

"પણ મારી ચતુર વહુ ક્યાં વિસરવા દે એવી છે ?"

"આયરાણી ! તો ય એક અબળખા રહી જાય છે હો !"

"શી ?"

"આ ખોળો ખાલી છે ઇ નથી ગમતું. કાલુ કાલુ બોલતું હોય, ખોળા ખુંદતું હોય, મૂછ્યું ખેંચતું હોય–એવું ભગવાન આપે એટલે બસ. એવા થોડાક દિ' જોઇને જાયેં એટલે સદ્ગતિ."

"આપશે, આયર ! મારો વાલો ઇ યે આપશે. આપણે માથે વાલાજીની મહેર છે."

સતજુગીયાં વૃદ્ધ ધણીધણીયાણી આશાને તાંતણે જીવ ટીંગાડીને જીવતાં હતાં. એને સાચેલા ભેદની ખબર નહોતી.

૪

ભાદર–કાંઠાની વાડીઓ ગહેકતી હતી: લીલી ઘટામાં ચકલાં માળા નાખતાં હતાં. આઘે આઘે ઉની લૂ વાતી હતી અને તરસ્યાં હરણાં ઝાંઝવાંનાં જળને લોભે દોડ્યાં જતાં હતાં.

વીકમસી સાંતી હાંકતો હાંકતો ઉભો રહી જાય છે: સમજ્યા વગર બળદની રાશને ખેંચી રાખે છે: વિચારે ચડે છે:

"આ સ્ત્રીનાં રૂપગુણને મેં રોળી નાખ્યાં. આવા સોના સોગને માથે મેં ફ્રુચાડો માર્યો. આ બધું મેં શું કરી નાખ્યું?

"માણસોને મેં વાતો કરતાં સાંભળ્યાં છે કે ગુરુસ્થાનવગરના પુરુષે તો સ્ત્રીનાં લૂગડાં પહેરી પાવૈયાના મઠમાં બેસવું જોવે. નહિ તો સાત જન્મારા એવા ને એવા આવે. હું ભાગી જાઉં? આ સ્ત્રી પણ મારા કાંસલામાંથી છૂટીને સુખી થશે. પણ મારા ઓશીયાળાં માબાપનું ને મારી પંખણી બેનનું શું થાશે?"

નિસાસો મૂકીને વીકમસી વળી પાછો સાંતીડે વળગતો. પણ એને ઝંપ નહોતો.

ચાર પાંચ મહિના આમ ચાલ્યું. તેવામાં વજસી ડોસો ગુજરી ગયા. રાણી ડોસી પણ એની પછવાડે ગયાં. હવે વીકમશીનો મારગ મોકળો થયો.

રાતે જ એણે વાત ઉચ્ચારી : "તને ઘણા મહિના થઇ ગયા; માવતર ગઇ નથી. તે દિ તારો ભાઇ બાપડો ઓસવાઇને પાછો ગયેલો. તારાં માવતર પણ કોચવાતાં હશે. માટે રાજીખુશીથી એક આંટો જઇ આવને!"

"હં! તમે મને ફોસલાવો છો. મારે નથી જાવું."

"ના ના, તું વ્હેમા નહિ. લે હું ય ભેળો આવું."

"હા, તો જઇ આવીએ."

ગાડું જોડીને બેય જણાં સાસરે ચાલ્યાં. સોનબાઇનાં માવતરને આજ સોનાનો સૂરજ ઉગ્યા જેવું થયું. પનીઆરીઓનાં ને ચોરે બેઠેલાં માણસોનાં મ્હોંમાં પણ એકજ વાત હતી કે "કાંઇ જોડલી જામી છે! કાંઇ દીનોનાથ ત્રુઠ્યો છે!"

વીકમસીએ પોતાના સાસરાને એકાંતે લઇ જઇને ફોડ પાડ્યો: "મારે નગર જઇ-પાવૈયાના મઠમાં બેસવું છે. હું રાજીખુશીથી છોડું છું. મેં મહાપાપ કર્યું છે: હવે સારૂં ઠેકાણું ગોતીને ઝટ આપી દેજો."

વાત સાંભળીને સોનબાઈનો બાપ સમસમી રહ્યો. એણે પણ સલાહ દીધી કે "સાચું ભાઈ, નગર જઈને કરમ ધોવો. તે વિના ભુંડા અવતારનો આરો નથી."

બાપ બિચારો સોનબાઈના મનની વાત નહોતો જાણતો. એણે માન્યું કે દીકરીનાં દુઃખનો પણ ઉપાય થઈ શકશે. એણેય વાત પેટમાં રાખી લીધી.

બીજે દિવસ વાળુ કરીને સહુ સુઈ ગયાં. પરોણા તરીકે વીકમસીની પથારી તો ફળીમાં જ હતી. ચોમાસાની રાત હતી. મે વરસતો હતો. કોઈ સંચળ સાંભળીને જાગે તેવું નહોતું. એવે ટાણે ગાડું જોડીને વીકમસી છાનોમાનો નીકળી ગયો. ચોમાસાની રાતનાં તમરાં રસ્તાની બેય દસ્યે રોતાં હતાં. નદીનેરાં ખળખળીને દોડતાં, જાણે કોઈક-ખોવાણું હોય એની ગોત કરતાં હતાં.

પ્રભાતે જમાઈની ગોત ચાલી ત્યારે સોનબાઈના બાપે સહુને બધી વાતનો ફોડ પાડયો. સાંભળીને ઘરનાં સહુ નાનાં મોટાએ શ્વાસ હેઠા મેલ્યા. માએ માન્યું કે "મારી પદમણી જેવી દીકરી જીવતા રંડાપામાંથી ઉગરી ગઈ."

આખા ઘરમાં એક સોનબાઈનું જ કાળજું ઘવાણું: મનમાં બહુ પસ્તાવો ઉપડયો: આંહી હું શીદ આવી? અરે મને ભોળવીને ભૂલવાડી ગયો? મને છાની રીતે છેતરી? મારો શો અપરાધ હતો?

છાની છાની નદી કાંઠે ગઈ; છીપર ઉપર બેસીને ખૂબ રોઈ લીધું. હવે કયાં જઈને એને ઝાલું! એવા ઘણા વિચારો કર્યા. પણ લાજની મારી એની જીભ માવતર આગળ ઉપડી નહિ.

થોડા દિવસે ખબર આવ્યા કે વીકમસી તો પોતાની ઘર-સંપત કાકાને સોંપી, રૂપીને સારે ઠેકાણે પરણાવવાની અને સંપત એના કરીયાવરમાં આપવાની ભલામણ દઈ, બેનને ખબર કર્યા વગર ઘોડીએ ચડીને નગરના મઠમાં જઈ પાવૈયો થવા માટે અસ્યો ગયો.

સોનબાઈની રહી સહી આશા પણ હવે કરમાઈ ગઈ. રોઈ રોઈને એ છાની થઈ ગઈ. પણ એને સંસાર સમદર સમો ખારો થઈ પડ્યો. એની આંખ સામેથી એક ઘડી પણ બાપનું મોં અળગું થાતું નથી.

થોડે દિવસે ત્યાંથી દસ બાર ગાઉ દૂરના એક ગામડાના ઘરભંગ થયેલા એક લખમશી નામના આબરૂદાર આહિરનું માગું આવ્યું. બાપે તુર્તજ દીકરીના દુઃખનો અંત આવ્યો સમજી માગું કબુલ કર્યું. માએ દીકરીને પહેરાવી ઓઢાડી સાબદી કરી. ચીહરાં લઈને ગળગળી મા બોલી કે "બાપ! મારાં ફૂલ! હરિની મોટી મેર, તે તારો ભવ બગડતો રહી ગયો."

સોનબાઈનું અંતર વીંધાઈ જાતું હતું. પણ એની છાતી ઉપર જાણે એવો ભાર પડી ગયો કે પોતે કાંઈ બોલી જ ન શકી. નવા ધણીની સાથે નવે ઘેર ચાલી.

૫

શિયાળાના દિવસો છેઃ આભમાંથી ધોળાં ફૂંજડાંએ નીચે ઉતરીને જાણે પાતળી જીભે સંદેશો દીધો કે મે ગયો છે. લ્હાણી પડી ગઈ છેઃ ગામડાં ખાલી થઈને સીમો વસી ગઈ છેઃ ધાનનાં ડુંડાં વઢાઈ રહ્યાં છેઃ નીચાં નમીને મોલ વાઢતાં દાડીયાં વચ્ચે વચ્ચે પોરો ખાવા ઉભાં થાય છે અને દાતરડી ગળે વળગાડી દઈને બીડી ચલમો પીવે છે. છોડીઓ એક બીજીને હસતી હસતી ગાય છે કે

ઓલ્યા પાંદડાને ઉડાડી મેલો
હો પાંદડું પરદેશી!
ઓલી મોતડીને ઉડાડી મેલો
હો પાંદડું પરદેશી!

વાત સાંભળીને સોનબાઇનો બાપ સમસમી રહ્યો. એણે પણ સલાહ દીધી કે "સાચું ભાઇ, નગર જઇને કરમ ધોવો. તે વિના ભુંડા અવતારનો આરો નથી."

બાપ બિચારો સોનબાઇના મનની વાત નહોતો જાણતો. એણે માન્યું કે દીકરીનાં દુઃખનો પણ ઉપાય થઇ શકશે. એણે ય વાત પેટમાં રાખી લીધી.

બીજે દિવસ વાળુ કરીને સહુ સૂઇ ગયાં. પરોણા તરીકે વીકમસીની પથારી તો ફળીમાં જ હતી. ચોમાસાની રાત હતી. મે વરસતો હતો. કોઇ સંચળ સાંભળીને જાગે તેવું નહોતું. એવે ટાણે ગાડું જોડીને વીકમસી છાનોમાનો નીકળી ગયો. ચોમાસાની રાતનાં તમરાં રસ્તાની બેય દશ્યે રોતાં હતાં. નદીનેરાં ખળખળીને દોડતાં, જાણે કોઇક ખોવાણું હોય એની ગોત કરતાં હતાં.

પ્રભાતે જમાઇની ગોત ચાલી ત્યારે સોનબાઇના બાપે સહુને બધી વાતનો ફોડ પાડયો. સાંભળીને ઘરનાં સહુ નાનાં મોટાએ શ્વાસ હેઠા મેલ્યા. માએ માન્યું કે "મારી પદમણી જેવી દીકરી જીવતા રંડાપામાંથી ઉગરી ગઇ."

આખા ઘરમાં એક સોનબાઇનું જ કાળજું ધવાણું: મનમાં બહુ પસ્તાવો ઉપડયો: આંહી હું શીદ આવી? અરે મને ભોળવીને ભૂલવાડી ગયો? મને છાની રીતે છેતરી? મારો શો અપરાધ હતો?

છાની છાની નદી કાંઠે ગઇ; છીપર ઉપર બેસીને ખૂબ રોઇ લીધું. હવે કયાં જઇને એને ઝાલું! એવા ઘણા વિચારો કર્યા. પણ લાજની મારી એની જીભ માવતર આગળ ઉપડી નહિ.

થોડા દિવસે ખબર આવ્યા કે વીકમસી તો પોતાની ઘરસંપત કાકાને સોંપી, રૂપીને સારે ઠેકાણે પરણાવવાની અને સંપત એના કરીયાવરમાં આપવાની ભલામણ દઇ, બેનને ખબર કર્યા વગર ઘોડીએ ચડીને નગરના મઠમાં જઇ પાવૈયો થવા માટે ચાલ્યો ગયો.

એનો સાસ ૧ આણે આવ્યા
હો પાંદડું પરદેશી!

મારા સાસુ ૧ ભેળી નહિ જાઉં
હો પાંદડું પરદેશી!

એનો ... યો આણે આવ્યા
હો પાંદડું પરદેશી!

મારો પરણ્યા ભેળી ઝટ જાઉં
હો પાંદડું પરદેશી!

પંખી ઉડે છે. ટોયા હોકારે છે. ચોમાસામાં ધરાયેલી ટાઢી પોચી ભોં કઠણ બની જાય તે પહેલાં ખેડી નાખવા માટે ડાહ્યા ખેડુતોએ સાંતીડાં જોડી દીધાં છે.

લખમશીએ પણ ખળામાં કુંડાં નાખી પોતાના ખેતરમાં હળ જોડ્યું છે. આધેડ ઉમરનો લોંઠકો આદમી સાંતીડે રૂડો લાગે છે. એના ખેતરની પાસે થઈને જ એક ગાડામારગ જતો હતો. તે મારગે ગામમાંથી એક ભતવારી ચાલી આવે છે. એ ભતવારી સોનબાઇ હતી: બપોર ટાણે સાંતી છૂટવાને સમયે સોનબાઇ નવા ધણીને ખેતર ભાત લઇ જાય છે. ધીરાં ધીરાં ડગલાં ભરે છે.

સામેથી પાવૈયાનું એક ટોળું તાળોટા વગાડતું ચાલ્યું આવે છે. એને દેખતાં જ સોનબાઇને વીતેલી વાત સાંભરી આવી. તરીને પોતે ટોળું વટાવી ગઇ. ત્યાં તો દીઠું કે ટોળાની પાછળ આવેરોક એક જુવાન ઘોડીએ ચડીને ધીમો ધીમો ચાલ્યો આવે છે. ધણીના ખેતરને શેઢે છીંડી પાસે સોનબાઇ ઉભી રહી. અસ્વાર ઓરો આવતાં જ ઓળખાણો.

એ વીકમસી હતો. પાવૈયાના મઠમાં બેસવા ગયેલો: સ્ત્રીનાં લુગડાં પહેરવાની માગણી કરેલી: પણ મઠના નિયમ મુજબ છ મહિના સુધી તો પુરૂષવેશે જ સાથે રહીને પોતાની ખોટની ખાત્રી કરાવવાની હતી. હજુ છ મહિના

નહોતા વીત્યા. વીકમસી પાવૈયાના ટોળા સાથે માગણી માગવા નીકળ્યો છે. જોગ માંડ્યા હશે તે આ ગામે જ એનું આવવું થયું છે.

બેય જણાંએ સામસામાં ઓળખ્યાં. વીકમસીએ પણ ઘોડી રોકી. બેય નીચી નજરે ઉભાં થઈ રહ્યાં. સોનબાઈની આંખો-માંથી આંસુ ચાલવા લાગ્યાં. અંતે એના હોઠ ઉઘડ્યાઃ

"આમ કરવું'તું ?"

"તું સુખી છો ?" વીકમસીથી વધુ કાંઈ ન બોલાણું.

"હું તો સુખી જ હતી. છતાં શું કામે મને રઝળાવી ?"

"ત્યારે શું તારો ભવ બગાડું ?"

"બગાડવામાં હવે શી બાકી રહી, આયર ?"

આંસુભરી આંખે બેય જણાં ઉભાં છે. ખેતરને સામે શેઢે લખમશી સાંતી હાંકતો હતો તે સાંતી ઉભું રાખીને આ બધું જોઈ રહ્યો છે. પોતાની સ્ત્રીને અજાણ્યા જણ સાથે ઉભેલી ભાળીને એની મોટી આંખોમાં ઝેર આવે છે.

વીકમસીએ પૂછ્યું "ભાત જા છો ? તારૂં ખેતર ક્યાં છે ?"

"આ જ મારૂં ખેતર."

"સાંતી હાંકે છે એ જ તારો ધણી ?"

"હા, હવે તો એમ જ ને !"

"જો, તારો ધણી આંહી જોઈ રહ્યો છે. ઈ ખીજાશે. તું હવે જા."

"જાણશે તો ખરી જ ને ! કહેવું હોય તે ભલે કહે, પણ આયર .... ! આયર ! તમે બહુ બગાડ્યું ! સુખે સાથે રહીને પ્રભુભજન કરત ! પણ તમે મારો માળો વીંખ્યો. શું કહું ?"

ચોધાર આંસુ ચાલી નીકળ્યાં છે. વેણે વેણે ગળું રૂંધાય છે. વીકમસીએ જવાબ વાળ્યોઃ

"હવે તો થાવાનું થઈ ગયું. વિસરવું."

"હા, સાચું, ભિલ્લડું! બીજું શું?"

આઘે આઘે પાવૈયાનું બેડું ઉભું રહીને વીક્રમસીની વાટ જુવે છે. ખેતરને શેઢેથી લખમણી જુવે છે.

"લે હવે રામ રામ!"

સોનબાઈ ન રહી શકી; ઘોડીની લગામ ઝાલી લીધી ઓશીયાળી બનીને બોલી:

"મારૂં એક વેણ રાખો: એક ટંક મારા હાથનું જમીને જાવ. એટલેથી મને શાંતિ વળશે. વધુ નહિ રોકું."

"અરેરે! ગાંડી થઈ ગઈ? તારે ઘરે જમવા આવું, એ તારા વરને કાંઈ પોસાય? ને વળી આ પાવૈયા પણ ન રોકાય તો મારે એની હારે ચાલી નીકળવું જ પડે. માટે મેલી દે.

"ના ના, ગમે તેમ થાય, મારૂં આટલું વેણ તો રાખો. ફરી મારે ક્યાં કહેવા આવવું છે?"

"ઠીક, પણ તારો ધણી કહેશે તો જ મારાથી રોકાવાશે."

એટલું કહીને એણે ઘોડી હાંકી. નિસાસો નાંખીને સોનબાઈ ખેતરમાં ચાલી. વીક્રમસી સાંતી છોડીને રોટલા ખાવા બેઠો. કોચવાઈને એણે પૂછ્યું "કોની સાથે વાત કરતી'તી? કેમ રોઈ છો?"

૭ મહિનાથી રૂંધી રાખેલું અંતર આજ સોનબાઈએ ઉઘાડી નાખ્યું. કાંઈ બ્હીક ન રાખી: વીકમશી પોતાનો આગલો ઘરવાળો છે: પોતાનું હેત હજુ ય એના ઉપર એવું ને એવું છે: પોતાને એનાથી જૂદું પડવું જ નહોતું: પોતાને સૂતી મેલીને છાનોમાનો ચાલ્યો ગયો હતો: ઓચીંતો આજ આંહી મળી ગયો: અને પોતે એને આજનો દિવસ પોતાને ઘેરે રોકાવાના કાલાવાલા કરતી હતી: ૭ મહિનાથી પોતે, નવા ધણી સાથે શરીરનો સંબંધ ન રાખવાનાં વ્રત લીધેલાં તે પણ એ જૂની માયાના માન સારૂ જ છે: એ બધું જ બોલી નાખ્યું. બોલતી ગઈ તે વેણે વેણ એની મુખમુદ્રા ઉપર લખાતું ગયું.

લખમશી આ સ્ત્રીની સામે તાકી રહ્યો. ઊંડા વિચારમાં પડી ગયો. જાણે નીતરતે નીરે ન્હાઇ ધોઇને બહાર નીકળ્યો હોય એવું નિર્મળ એનું મ્હોં બની ગયું. એક પણ કરડી રેખા ન રહી.

સાંતી જોડવાનું બંધ રાખીને લખમશી સોનબાઇની સાથે ગામમાં આવ્યો. સામે ચોરામાં ટ્ પાવૈયાનું ટોળું બપોરા કરવા ઉતરેલું હતું. વીકમસી પણ ત્યાં બેઠો હતો. એણે આ બેય જણાંને આવતાં જોયાં. એના મનમાં ફાળ પડી કે હમણાં લખમશી આવીને કજીઓ આદરશે. ત્યાં તો ઊલટું જ લખમશીએ સુંવાળે અવાજે કહ્યું કે "ફળીએ આવશો ?"

વીકમસીને વ્હેમ પડ્યો. ઘેર લઇ જઇને કદાચ ફજેત કરશે તો ? પણ ના ન પડાઇ. એકવાર સોનબાઇને મળવાનું મન થયું. મુખીની રજા લઇને ભેળો ચાલ્યો. ઘોડીને લખમસીએ દોરી લીધી.

બીક હતી તે ટળી ગઇ. લખમશીનાં આદરમાન બીજે ક્યાંય નહોતા દીઠાં. કોડે કોડે રાંધેલું મીઠું ધાન લખમસીએ પરોણાને તાણખેંચ કરીને ખવરાવ્યું; ઢોલીઆ ને ધડકી ઢાળીને મહેમાનને બપોરની નીંદર કરાવી. અને ધીરેધીરે વીકમસીના મનની રજેરજ વાત એણે જાણી લીધી. વાતોમાં ને વાતોમાં સાંજ નમી ગઇ.

લખમશીમાં બેહૂનનું હૈયું હતું: ઝાડવાં ઉપર ચકલાંની અને વગડામાં હરણાંની હેતપ્રીત એણે દીઠી હતી. પોતાના પહેલી વારના પરણેતરની વાત પણ એને સાંભરતી હતી: અને આંહી એણે આ બે જણાંને ઝૂરી મરતાં જોયાં. એ ભીતરમાં ભીંજાઇ ગયો. પોતે સોનબાઇ વેરે પરણ્યો છે એ વાત જ ભૂલી ગયો. એનાથી આ વેદના દેખી જાતી નહોતી.

દિવસ આથમ્યો એટલે પોતે ઊઠ્યો. કોઠીમાં એક રૂપાળી દેરી હતી તે ઉઘાડીને ધૂપ કર્યો. માતાજીની માળા ફેરવવા બેઠો. પોતે માતાનો ભગત હતો. ભુવો પણ હતો. રોજેરોજ સંધ્યા ટાણે માતાને ઓરડે આવીને પોતે જાપ કરતો.




# ભાઈબંધી

અહોળાં ઘાસ પાણીએ છલકાતી બાબરીઆવાડમાં હેમાળ નામનું નાનું ગામડું હતું. માત્રો વરૂ ગામનો ગરાસીઓ હતો. માત્રા વરૂને આંગણે એક સો ભેંસો દુઝતી હતી. એક દિશાએ દરિયાનો કિનારો ને બીજી દિશાએ ગિરના ડુંગરા: વચ્ચે મીઠાં પાણીવાળું હેમાળ ગામડું: ભાઈબંધીનો ભૂખ્યો માલધારી માત્રો વરૂ રોજેરોજ મહેમાન ભાળીને ભારી પોરસાય છે. એક ટાણુંયે એકલો રોટલા ખાતો નથી.

એક દિવસ પ્રભાતે ડેલીની ચોપાટમાં બેસીને માત્રો વરૂ દાતણ કરે છે. રોજના રીવાજ પ્રમાણે ખાસદાર ગઢમાંથી બે ઘોડીઓને માલીશ કરીને ડેલીમાં દોરી લાવેલ છે, એટલે માત્રો વરૂ ઘોડીઓના અંગેઅંગ ઉપર હાથ ફેરવી પોતાનાં પ્યારાં પશુઓની રેશમી રૂંવાટી ઉપર ક્યાંયે ડાઘ તો નથી રહી ગયો ને, એની તપાસ કરી રહ્યા છે. મૂતલીઓ જેવી બેય માણકીઓ ડેલીમાં હમચી ખૂંદે છે.

વીકમસી કુમાર　　[illegible]રોણાએ આવીને માત્રાભાઇને
અને બોલ્યો:　　[illegible]મા રામરામ કરીને મહેમાનને
[illegible]ીંથરેહાલ છે: હાડકાના માળખા
"લખમશી [illegible]! [illegible]ી ગઇ છે: છતાં એની અમીરાત અછતી
તમારા ઉપકારના બદલે [illegible] આંખો અને વેંત વા પહોળું કપાળ
ઘેર મારા ભેગા આવો તો [illegible]થી પણ ઝળકે છે. વળી કસુંબાનું ટાણું
લખમશીએ [illegible] જોયું કે મહેમાનને તો એક તોલો અફીણ
સવાર થતાં જ [illegible]ક માત્રો સમજી ગયો કે આવા જબ્બર બંધાણ-
સમાતો નથી. [illegible]ના કોઇ મોટા દરજ્જામાંથી બેહાલ બની ગયેલો
આ[illegible] હોવો જોઇએ.
આવેલ[illegible] [illegible] સાચી હતી. પરોણો કચ્છમાંથી આવતો હતો. કેવો
વીકમશી[illegible]છ દેશ?
રાજી થયું.

પોતાના [illegible]

ઘેરે આવ્યા:

> ભલ ઘોડા કાઠી ભલા, પેનીઢક પેરવેશ
> રાજા જાદુ વંસરા, વે ડોલરીઓ દેશ.

જ્યાં રૂડા ઘોડા નીપજે છે: જોરાવર કાઠી પાકે છે: પગની પેની સુધી ઢળકીને દેહની મરજાદા સાચવનારા પોશાક જ્યાં પહેરાય છે: અને જ્યાં જદુવંશી જાડેજાકુળનાં રાજપાટ છે: એવા ડોલરીયા દેશમાં એનું વતન હતું. બાર ગામના ભાયાતી તાલુકા નળીઆ–કોઠારાનો એ તાલુકદાર હતો. પણ કચ્છ–ભોપાળ રાવ પ્રાગમલજીના કાનમાં કોઇ ખટપટીઆએ ઝેર ફુંક્યું. રોષે ભરાયલા રાવે અન્યાય કરીને આ જાલમસંગનું પરગણું આંચકી લીધું. હઠાળો રજપૂત રાવની લાચારી કરવા ન ગયો. ગામ છોડીને ચાલી નીકળ્યો. સગાંવહાલાંમાં ઘણા માસ ભટક્યો. આખરે પૈસે ટકે ઘસાઇ ગયો. ભિખારી બનીને ભમતો ભમતો સોરઠમાં ઉતર્યો. પોતાની કથની કહેવાની એને ટેવ નથી. કોઇની દયા એ માગતો નથી. કોઇની ઓશીયાળ કરેલી નથી. અબોલ બનીને આજ માત્રા વરૂને ઓટલે બેઠો છે.

માત્રા વરૂએ એનો તિરસ્કાર ન કર્યો; એને પૂછપરછ પણ ન કરી. કારણ કે દુઃખીઆને શરમાવવા જેવું થાય. માનપાનથી

જાલમસંગને રાખ્યો; હજામત કરાવી; ખુબ નવરાવ્યો ધોવરાવ્યો; બે જોડ નવાં લુગડાં કરાવી આપ્યાં અને પોતાની સાથેજ બેસાડીને જમાડતા. જાલમસંગ પણ કાંઇ બોલતો નથી. મુખમુદ્રા પર ઉચાટ છવાણો છે; હૃદયની અંદર નળીઆ કોઠારા સાંભર્યા કરે છે. અને

**નીંદરે નાવે ત્રણ જણાં, કો' સખિ! કીયાં?**
**પ્રીતવછોયાં, બહુરણાં, ખટકે વેર હીયાં!**

[હે સખિ! કહે તો ખરી? કયાં ત્રણ જણાંને નિદ્રા ન આવે?– પ્રીતિના પાત્રથી જે વિછોડાયાં હોય, જેના ઉપર મોટાં કરજ (ઋણ) હોય, અને જેના હૈયામાં વેર ખટકતાં હોય; એ ત્રણને નિદ્રા ન આવે.]

એ ન્યાયે પણ જાલમસંગ અખંડ ઉજાગરે રાતો વીતાવે છે.

આવી રીતે પંદર દિવસ વીત્યા. પછી તો જાલમસંગને શરમ આવી. એણે રજા માગી.

માત્રા વરૂએ કહ્યું કે "ભાઇ, આંહી ઇશ્વરે જાર બાજરીનો રોટલો દીધો છે. તમે ભારે નહિ પડો."

જાલમસંગની આંખોમાં જળજળીઆં આવી ગયાં. એ ન રોકાયો, ચાલી નીકળ્યો. માત્રા વરૂએ એને પા શેર અફીણ, દસ રૂપિયા તથા એક જોડ લુગડાં સાથે બંધાવ્યાં.

ચાલતો ચાલતો જાલમસંગ નાગેશરી ગામને પાદર આવ્યો. થાકી લોથ પોથ થઇ એક ઓટા પર સૂતો સૂતો એ વિચારે ચડયો : આમ ક્યાં સુધી હું રખડીશ? ક્ષત્રિ છું; મારે માથે અધર્મ ગુજર્યો છે. આમ ટાંટીઆ ઘસડીને મરૂં તેના કરતાં બહારવટું ખેડીને કાં ન પ્રાણ આપું? સદ્‌ગતિ તો થશે! અને કદાચ પ્રભુ પાધરા હશે તો ગયેલો ગરાસ ઘેર કરીશ. પણ બહારવટું કરવું કેવી રીતે! મારી પાસ તરવાર તો છે; પણ ઘોડું ક્યાં? હાં! યાદ આવ્યું! હેમાળે, માત્રા વરૂની ઘોડહારમાં. આપશે? આપે નહિ! ત્યારે? બીજું શું! ખા....ત....ર! અરર! જેનું ખાધું એનું જ ખોદવું? પાપનો પાર રહેશે!

કાંઇ વાંધો નહિ. પાછળથી એકને સાટે દસ ઘોડાં દઇશ. આંસુડે એના પગ ધોઇશ. મારા પેટમાં કૂડ નથી. પ્રભુ સાક્ષી છે !

મનસૂબો થઇ ચૂક્યો. જે દસ રૂપિયાની ખરચી માત્રાએ દીધી છે તેમાંથી જ એક કોદાળી અને એક પાવડો લીધાં. લઇને હેમાળને રસ્તે ચાલી નીકળ્યો. બીજી રાત પડી; મધરાત થઇ; જાલમસંગ માત્રા વરૂના દરબારગઢની પછીતે (ભીંતે), જ્યાં બે માણકી બંધાતી, ત્યાં જ ખાતર દેવા લાગ્યો. ગઢમાં તો બધાં ય ઘસઘસાટ ઉંઘતાં હતાં. કોદાળીના ઘા કરી કરીને એ ચોરે પછીતની અંદરથી ઘોડું નીકળી શકે તેટલું મોટું બાકોરૂં પાડ્યું.

રાતનો ત્રીજો પહોર થયો ત્યાં માત્રો વરૂ જાગ્યો. પોતે મોટો માલધારી હતો. ગીરના ગરાશીઆઓ, એટલે સેંકડો ગાયો ભેંસો રાખનારા : એ જ એનો સાચો ગરાસ : માત્રા વરૂએ માણસોને ઉઠાડ્યાં: પસર ચારવા ઢોર છોડ્યાં: ગીરમાં અસલ એવો રિવાજ હતો કે માલધારી ધણી પોતે પણ માણસોને લઇને પસર ચારવા જાય. એ રીતે માત્રો વરૂ પણ ઢોરને હાંકીને સીમમાં ચાલ્યો ગયો.

જાલમસંગે જોયું કે ઠીક લાગ આવ્યો. પણ શ્રાવણ માસની મેઘલી રાતઃ માથે ખુબ વરસાદ પડેલોઃ પવનના સુસવાટા પણ નીકળેલ : બંધાણી આદમી : જર્જરિત શરીરઃ તેમાં યે વળી ખોદવાની મહેનત પડેલીઃ એટલે ટાઢ ચડી ગઇ. આખો દેહ થર થર કમ્પે છે. અંગ બધાં કબજામાં રહી શકે તેમ નહોતું. ડાબલીમાંથી અફીણ કાઢીને થોડુંક લીધું. પણ એમ અફીણનું અમલ કેમ ચડે? ઉપર ચલમ તો પીવી જોઇએ. ચલમ ગજવામાંથી કાઢતાં અંધારાની અંદર જતા હાથમાંથી ધુળમાં પડી ને દટાઇ ગઇ. મરણીઓ ચોર દરબારગઢમાં દાખલ થયો. સામે માત્રા વરૂએ તાજો જ પીધેલો હોકો પડેલો જોયો. હોકો લઇને પીધો. તો યે શરદી ન ઉતરી. શરદી ઉતર્યા વિના શી રીતે ઘોડી પર ચડીને ચાલી શકાય ? બહુ મુંઝવણ થઇ પડી. શું કરવું ?

ઓરડામાં નજર ફેરવીઃ રણનો તરસ્યો મુસાફર જેમ મીઠા પાણીની તળાવડી દેખે, તેમ ઓરડામાં ઉંચે ઢોલીએ સુંવાળી રેશમી તળાઇ અને હુંફાળાં ઓઢણ દીઠાં. બેહોશ દેહ ધ્રૂજતો ધ્રજતો કાંઇ સમજ્યા વિના ઢોલીએ ધસ્યો. પણ ઢૂકડો જાતાં જ થંભ્યો. જાણે આંચકો વાગ્યો. ઢોલીએ કોઇક સુતું છે.

જબ્બર કાયા : નમણું ઘઉંવરણું મોઢું : થોડે થોડે ઘરેણે શોભતાં નાક કાન ને લાંબી ડોક : ખેંચાએલાં ભમરની કોરેલી કમાન નીચે પોઢતી પોપચે ઢાંકી બે આંખો : કેવાં અનોધાં તેજ એ આંખડીઓમાં ભર્યાં હશેઃ એ બાબરીયાણી પોઢેલી હતી.ઃ ડુંગરામાં ભમનારી, શુરવીરની સતી ઘરનાર હતીઃ નિર્દોષ, ભરપૂર ને ભયંકર ! ફણીધરના માથા ઉપર મઢેલા મણિ જેવી.

પણ જાલમસંગની આંખે અંધારાં હતાં. રજપૂતની નજર પારકાં રૂપ નિરખવાનું નહોતી શીખી. આ વાતનું એને ઓસાણ જ નહોતું. એનું ધ્યાન તો એ પોઢનારી ઉપરથી ઉતરીને ખાલી પડેલા પડખા ઉપર મંડાણું છે.

એના મનમાં થાય છેઃ મારી કાયા થીજી ગઇ છે. બનાવટી ગરમી હવે કાર કરતી નથી. જીવવું હોય તો જીવતા માનવીની ગરમી જોશે. આંહી એક પડખું ખાલી છે. એ પડખામાં કાં ધણી હોય ને કાં છોકરૂં હોય. હે મધરાત ! હે વિશ્વંભર ! તમે સાખીઆ રે'જો. હું મારી મા સમજીને એની ગોદ લઉં છું. એને ગરમાવે ડીલ શેકીને પાંચજ ઘડીમાં પાછો ઉઠું છું. ઉઠીને ચાલી નીકળીશ.

પથારીમાં માત્રા વરતું પડખું ખાલી હતું. બાબરીઆણી ત્રીજા પહોરની મીઠી નીંદરમાં ઘેરાઇ ગઇ છે. હૈયાના ધબકારાઃ છાતીમાં ચાલતી શ્વાસ–ધમણઃ અને નસકોરાંનો ધીરી બંસી જેવો સૂરઃ એ સિવાય બધું ય શાંત હતું. જાગી જશે એવો ભય નહોતો. નિર્દોપ નીંદર એમ ન ઉડે.

વચ્ચે ખુલ્લી તલવાર મૂકીને જાલમસંગે શરીર ઢાળ્યું. સામેના શરીરમાંથી હુંફ આવવા લાગી. હમણાં ઊઠી જઇશ

એમ જાલમસંગના મનમાં થતું હતું; ત્યાં તો બંધાણીની આંખ મીંચાઇ ગઇ. એટલો થાક, એટલી શરદી, તેમ બીજી બાજુ રેશમી તળાઇ ને નારીના અંગની મીઠી હુંફ! નિર્દોષ બંધાણી ઘસઘસાટ ઉંઘી ગયો. પહોર પછી પહોર વીતવા લાગ્યા.

પ્રભાત થયું, ત્યાં પસર ચારીને માત્રો વરૂ પાછો આવ્યો. ઓરડામાં પગ મૂકે ત્યાં તો પલંગ પર નજર પડી. બાબરીઓ થંભી ગયો. હાથ તલવારની મૂઠ પર પડ્યો. નજરે જોયા પછી બીજી શી વાર હોય? બન્નેના કટકા કરવા એણે ડગલું ભર્યું. પણ પાસે જઇને જ્યાં સૂતેલા પુરૂષનું મોઢું જુએ, ત્યાં એની અજાયબીનો પાર ન રહ્યો. આ ભૂખે મરતો, મસાણના ભૂત જેવો આદમી: પંદર દિવસ સુધી મારે આશરે પડેલો: મારી સ્ત્રી સાથે એને પલવાર વાત કરવાનો પણ વખત નથી મળ્યો: આવા ઉપર આ બાબરીઆણી મોહે? આ સ્ત્રી, જેણે જીવતરમાં પુરૂષની કદિ હાંસી પણ નથી કરી—એવી સતીની આંખ બદલે? તે પણ આ મુડદાની ઉપર? અને આ સ્ત્રીપુરૂષ વચ્ચે તલવાર શાની? કાંઇક ભેદ છે! મારીશ-પણ એક વાર ખુલાસાનો સમય આપીશ.

પગનો અંગુઠો ઝાલીને જરા દબાવ્યો, ત્યાં તો સંચાવાળી કોઇ પૂતળી ખડી થાય તેમ બાબરીઆણી બેઠી થઇ ગઇ. રૂપાળી કંકુવરણી આંખે માત્રાનું વિકરાળ મ્હોં જોઇ રહી.

"આ કોણ?" માત્રાએ આંગળી ચીંધાડી.

પડખામાં સૂતેલા પુરૂષની સામે સ્ત્રી નિહાળી રહી. શું બોલે? પલંગ પરથી નીચે કુદી; એટલું જ બોલી શકી કે "હું કાંઇ નથી જાણતી."

"ઠીક; જા, જલદી શિરામણ તૈયાર કર."

સ્ત્રી શિરામણ કરવા ગઇ અને માત્રા વરૂએ ખરલ લઇને પાંચ તોલા અફીણ ઘોળવા માંડ્યું. આ તરફ કસુંબો તૈયાર થયો; બીજી બાજુ શિરામણ પણ તૈયાર થયું; માત્રા વરૂએ મહેમાનને ઢંઢોળીને જગાડ્યા. કહ્યું કે "ચાલો ભાઇ, કસુંબો તૈયાર છે."

મહેમાન જાગ્યો. આંખો ચોળીને જ્યાં નજર કરે ત્યાં રામ રમી ગયા! પોતે માણકી પર ચડીને કચ્છમાં બહારવટું ખેડી રહ્યો છે, રાવની ફોજને ધમરોળે છે, રાવને મહેલે ચડે છે: એવું સ્વપનું ચાલતું હતું તે ભાંગી ગયું; ઘોર સત્ય નજર સામું ખડું થયું. પછી તો જીવવાની આશા ક્યાં હતી? હમણાં ડોકું ધડથી નોખું થશે એજ ભણકારા મગજમાં ગાજવા લાગ્યા.

પણ એ ક્ષત્રિ હતો. જાણે કાંઇ યે બન્યું નથી એવી ધીરજથી બેઠો થયો. કોગળા કર્યા. મ્હોં ધોયું. ઘોબા ભરી ભરીને માત્રા વરૂ કસુંબો આપવા લાગ્યા. મહેમાન પીવા લાગ્યા. એક બીજા એવી લ્હેરથી બેઠા કે જાણે રાતની બીના બનીજ નથી! આગ્રહ કરી કરીને, સોગંદ આપી આપીને માત્રા વરૂએ કસુંબો લેવરાવ્યો. પછી પેટ ભરીને શિરામણ કરાવ્યું. હાથ ધોવરાવીને હોકો પાયો. હોકો પીધા પછી મહેમાન બોલ્યા, "બસ માત્રા વરૂ, હવે ચલાવો તલવાર; અધુરી મહેમાનગતી પૂરી કરો."

તાજ્જુબ બનેલા વરૂએ કહ્યું: "રજપૂત! સાચું કહી દે. શું થયું?"

"વિશ્વાસ પડશે?"

"નહિ પડે તો તલવાર ક્યાં આઘી છે?"

"મોતની બ્હીક મને હવે ન હોય."

"ત્યારે બોલો."

જાલમસંગે પહેલેથી છેલ્લે સુધી માંડીને બધી બીના કહી બતાવી. ઘોડહારમાં પાડેલું બાંકોરૂં બતાવ્યું અને પોતાની જીવન-કથા પૂરેપૂરી કહી સંભળાવી. સાંભળીને માત્રો બોલ્યો:

"ભાઇ! બાપા! આમ હતું તો એ વખતે ઘોડી માગી કાં ન લીધી? હું માત્રો વરૂ! તમને ના પાડત? એક ક્ષત્રિને ખાતર હજાર બે હજારની ઘોડી હું જાતી ન કરત? અરે ઠાકોર, પંદર પંદર દિવસ સુધી મારી ઓળખાણ ન પડી?"

"અરે બાપ! મારી દશા ફરી, એટલે જ મને કુમતિ સૂઝી."

માત્રા વરૂએ માણકી ઉપર નવો સામાન મંડાવ્યો. એક ખડીઓ તૈયાર કરી તેમાં એક શેર અફીણ મૂકાવ્યું. રૂપીઆ એક સો રોકડા જાલમસંગના હાથમાં આપ્યા. પછી ઘોડી છોડી, ડેલીએ જઈને બોલ્યાઃ "લ્યો જાલમસંગ ઠાકોર! આ માણકી લઈ જાઓ ને ગરાસ ઘેર કરો."

જાલમસંગે હાથમાં લગામ તો લીધી, પણ એના મનમાં તો આ બધી મશ્કરી જ લાગતી હતી. એ ધારતો હતો કે થોડે આઘે જઈશ, એટલે આ ભર ડાયરા વચ્ચે મને પછાડીને ચીરી નાખશે.

માત્રા વરૂએ એક બાજુનું પાઘડું પકડ્યું. મહેમાનને ઘોડી પર ચડાવ્યા. મીઠા જીભના રામરામ કર્યા. જોતજોતામાં તો જાતવંત ઘોડી વાયુવેગે હેમાળનાં ઝાડવાં વટાવી ગઈ.

૨

કચ્છમાં જાલમસંગ ઠાકોર માણકી ઉપર ઘુમી રહ્યા છે. કચ્છના તમામ ભાયાતો અંદરખાનેથી એની મદદે માણસો અને નાણાં આપી રહ્યા છે. ભાયાતોને ભણકારા વાગી ગયા હતા કે આજ જાલમસંગનો ગરાસ ઝૂંટાયો, એમ કાલે આપણો પણ ઝુંટાશે. નળીઆ કોઠારાની વલેમાં સહુએ પોતાની આવતી કાલના પડછાયા દેખ્યા. જાલમસંગ સહુના સામટા બળે ઝૂઝવા લાગ્યો.

રાવની ફોજ આવા આખા ભાયાતમંડળના સામટા ભુજબળ સામે ક્યાં સુધી ટકે? રાવ થાક્યો. ચેતી ગયો. જાલમસંગનું મનામણું કર્યું. પરગણું પાછું સોંપ્યું, એટલું જ નહિ પણ એ અન્યાયનાં તમામ વરસોની નુકશાની સોત ભરી આપી.

કાઠીઆવાડમાં કોઇ ચારણ જાતો હોય, કોઇ મુસાફર જાતો હોય, ગમે તે જાતો હોય, તે તમામની સાથે જાલમસંગ પોતાના જીવનદાતાને સંદેશો મોકલાવ્યા જ કરે કે "ભાઇને કહેજો, એક આંટો આંહી આવી જાય." એવા અનેક જણા જઇને માત્રા વરૂને સંદેશો આપે. પણ વિના નિમિત્તે એવા ધંધાર્થી આદમીથી લાંબે ગામતરે શી રીતે નીકળાય ? જાલમસંગના સુખી દિવસ પાછા વળેલા સાંભળીને માત્રો વરૂ પોતાના મનમાં બહુ જ ઉંડો આનંદ પામતો.

સંવત ૧૮૮૫નો ભયંકર દુકાળ ચારે દિશામાં પડયો. કાઠીઆવાડમાં કારમી ભૂખ ફેલાઇ ગઇ. માત્રા વરૂ જેવા માલધારીનો આધાર તો કેવળ મે પાણી ઉપર જ હોય. એટલે દુકાળે એનાં ઢોરનો કચ્ચરઘાણ વાળ્યો. એનું ગામ ઉજ્જડ થયું. એવાના ઘરમાં નાણું બહુ ન હોય. હતું એટલું ઢોરને ખવરાવી દીધું. એને ઉંબરે ભૂખમરો આવી ઉભો. સ્ત્રીપુરૂષને–બન્નેને ત્રણ ત્રણ તો લાંઘણો થઇ. માત્રો વરૂ કયાં જાય ?

ચતુર સ્ત્રીએ સંભારી આપ્યું કે "કચ્છ જાયેં. જાલમસંગભાઇ જરૂર આશરો દેશે."

માત્રાને એમ પારકે આશરે જવું વસમું તો લાગ્યું; પણ પોતાના મિત્રનું પારખું કરવાનું યે મન થયું. બેય ચાલી નીકળ્યાં. બાઇના માથા ઉપર ફક્ત એક સુંડો–કોડી જડેલો રૂડો સુંડો–અને એમાં થોડાક ગાભા: એજ એની ઘરવખરી હતી.

જોડીઆ બંદરે ઉતરીને ધણીધણીઆણી નળીઆ કોઠારાને માર્ગે ચડયાં. પાદર પહોંચ્યાં. પાદરમાં એક તળાવડી હતી. માત્રા વરૂએ બાઇને કહ્યું "તું આંહી બેસજે. હું ત્યાં જાઉં, એનું મન કેવુંક છે તે જોઉં. આદરમાન જોઇશ તો તને તેડી જાઇશ; નહિ તો બેય જણાં બીજે કયાંઇક ચાલી નીકળશું."

બાબરીઆણી તળાવડીની અંદર કરમડીના દુવાની ઓથે બેઠી. માત્રો વરૂ ગામમાં ગયા. બજારની સામે જ દરબા-

રગદ હતો. ડેલીએ બેઠાં બેઠાં જાલમસંગે મહેમાનને આવતો જોયો. પોતાના મિત્રની અણસાર આવી; પણ મનમાં થયું કે "અરે! માત્રા વરની કાંઇ આવી હાલત હોય?" વળી વિચાર આવ્યો કે "કેમ ન હોય? હું બાર ગામનો ધણી હતો તો યે બેહાલ બની ગયેલો, ત્યારે આ તો માલધારી છે. એને પાયમાલ થતાં શી વાર?" ત્યાં તો મહેમાન નજીક આવ્યો. બરાબર ઓળખાણો. ડેલીમાંથી સામી દોટ કાઢીને જાલમસંગે મિત્રને બથમાં લીધા. માણસો ચકિત થઇ ગયા. પછી સૌએ ઓળખાણ પાડી. પછી પૂછ્યું,

"પણ મારાં બ્હેન ક્યાં?"

"પાદર તળાવડીને કાંઠે બેઠેલ છે."

"અરર! ત્યાં બેસાડી રાખ્યાં?" જાલમસંગની પાસે પોતાનો ચાર વરસનો કુંવર ગગુભા રમતો હતો. તેને પોતે હરખના આવેશમાં કહી દીધું: "જા બેટા, તારી માને કહે કે રથ જોડીને બધાં ગાતાં ગાતાં પાદર જાય ને ફુઇને તળાવડીની પાળેથી તેડી લાવે."

'ફુઇ' એવું નામ સાંભળીને ગગુભાએ દોટ મૂકી.

ફુઇ! અને તે તળાવની પાળે! ઓહો! કેવી હશે એ ફુઇ! અદ્દભૂત ફુઇ! હું પરબારો જ જાઉં! એકલો જઇને ફુઇને તેડી લાવું! માબાપ પાસે જશ ખાટું! એવા અણબોલ ભાવ એના નાના હૈયામાં કૂદી રહ્યા. દરબારગઢની અંદર ન જતાં એ તો પાદર તરફ જ દોડ્યો. લોકોની હડફેટને ગણકારી નહિ. તળાવડીને કાંઠે આવ્યો. તળાવની અંદર, કરમડીના ઢુવાને છાંયે બાબરીઆણી બેઠેલાં છે. બાળકે પોતાની કાલી કાલી મધુર વાણીમાં પૂછ્યું કે "આંઇ માલી ફુઇ થેને?"

"હા, આવ બેટા! હું જ તારી ફુઇ છું. આવ મારા ખોળામાં."

આતૂર બાળક તળાવડીમાં ઉતર્યો. બાબરીઆણીએ એને ખોળામાં બેસાડ્યો. છોકરો ડાહ્યો ડમરો થઇને ચૂપચાપ બેઠો. ફુઇના મ્હોં સામે જોઇ જ રહ્યો. એના શરીર પર હેમના દાગીના હતા.

બાબરીઆણીને કેવી મતિ સૂઝી ! ચોપાસ નજર નાખીને જોયું તો કોઇ ન મળે. ઝડપથી બાળકની ડોક એણે પોતાના જાજરમાન પંજામાં દાબી દીધી. એક તીણો અવાજ સંભળાણો, અને સુકોમળ બાળકનો પ્રાણ ચાલ્યો ગયો.

બાબરીઆણીએ એના અંગ પરથી તમામ દાગીના ઉતારી સુંડામાં મૂકયા. મુડદાને હુવાની અંદર ઉંડે ઘાલી દીધું. ઉપર ધુળ વાળી દીધી.

પછી પોતે સુંડો લઇને તળાવની પાળે આવી બેઠી.

બાબરીઆણી ! તું હજુ મા નહોતી થઇ, ખરૂં ?

થોડી વારમાં તો રણવાસમાંથી રથ આવીને ઉભો રહ્યો. જાલમસંગનાં ઠકરાણી નીચે ઉતર્યાં, એક બીજાં મળ્યાં અને બ્હેનને રથમાં બેસાડી ગામમાં લઇ ગયાં.

બ્હેન બનેવી તો હવે આંહી લાંબો વખત રહેવાનાં, એમ સમજીને એક અલાયદી મેડી મહેમાનને માટે કાઢી આપી. સુંડો લઇને કાઠીઆણી પોતાની મેડી પર ચડી ગઇ. પોતે ક્યાંય સુંડો અળગો કરતી નથી.

જમવાનો વખત થયો, ગાદલી નખાણી, થાળી પિરસાણી, પંગત બેસી ગઇ; પણ જાલમસંગને તો રોજ ગગુને સાથે સાથે બેસાડીને રોટલા જમવાનો નિયમ હતો. એને ગગુ સાંભર્યો. એણે પૂછ્યું,

"એલા ગગુ કેમ નથી દેખાતો ?"

ગઢમાં ચારે બાજુ તપાસ થઇ. પણ ગગુભા ન મળે. ઠાકોર કહે કે "મેં ગઢમાં મોકલેલો." રાણી કહે કે "ગગુ અંદર આવ્યો જ નથી." ગગુને અંગે દાગીના હતા. એટલે ઠાકોરને

ગામના કોળીઓ ઉપર વ્હેમ આવ્યો. બધાને બોલાવીને ધમકાવવા લાગ્યા—મારવા લાગ્યા; પણ કોઇ ન માને. કોઇને ખબર નહોતી. વાવડ મળ્યા કે "ભાઇ તો દોડીને પાદર તરફ જતા હતા." માત્રો વરૂ પણ ઉચાટ કરવા લાગ્યો. પોતાની સ્ત્રીને પૂછવા ગયો કે એણે તો પાદરમાં ક્યાંય ભાઇને ભાળ્યો નથીને!

સ્ત્રીએ બધી વાત કહી, દાગીના બતાવ્યા. સાંભળીને માત્રો વરૂ પત્થરનું પૂતળું બની ગયો!

"તેં—તેં આ ગઝબ કર્યો?"

"મેં જાણ્યું કે કોઇ વેપારીનો છોકરો હશે. મનમાં થયું કે આંહી ભાઇ આદરમાન નહિ આપે તો કાલે ક્યાં જઇને ખાશું? હું અસ્ત્રી જાત: બુદ્ધિ બગડી! ડોક મરડીને મુડદું તળાવડીની અંદર કરમડીના ઢુવામાં દાટ્યું છે!"

પછેડીમાં દાગીનાની પોટલી બાંધી, બગલમાં છૂપાવી, માત્રો વરૂ કાળું ધબ મ્હોં લઇને મિત્ર પાસે આવ્યો. એકાંતે બોલાવી કહ્યું: "શા માટે નિર્દોષને મારો છો? આ રહ્યાં અપરાધી!" એમ કહીને દાગીના બતાવ્યા, બધી હકીકત કહી.

જાલમસંગના મ્હોં પરની એક રેખા પણ ન બદલી. એ બોલ્યા: "માત્રાભાઇ! ચૂપજ રહેજો. લાવો દાગીના મારી પાસે. ખબરદાર, જરાયે કચવાશો નહિ. હું હમણાં આવું છું."

બગલમાં દાગીના સંતાડીને કોઇ ન દેખે તેવી રીતે જાલમસંગ એકલા તળાવડીમાં પહોંચ્યા.

ઢુવા પાછળ લપાઇને કુંવરનું મુડદું કાઢ્યું. એકે એક દાગીનો ફરી પહેરાવી દીધો. મુડદાને બગલમાં છૂપાવી છાનામાના ગઢમાં આવ્યા. "એલા, આંહી અગાશી ઉપર તો ગગુ નથી ગયોને?" એમ બોલતા ઝપાટાભેર અગાશી પર ગયા, બાળકના મુડદાને અગાસીની દિવાલ ઉપરથી ભર બજારમાં પડતું મૂક્યું.

અને બૂમ પાડી : " અરરર ! ગજબ થયો. ગગુ પડી ગયો, ગગુ પડી ગયો. "

પોતે નીચે ઉતર્યા, ગગુનું મુડદું ખંજારમાંથી લાવવામાં આવ્યું. પછી ઠાકોરે સહુને કહ્યું:

" હું ઉપર જોવા ગયો, ગગુ બારીમાં રમતો હતો. મેં હાકલ કરી એટલે ગગુ ડરી ગયો, દોડયો, ડરથી પડી ગયો. "

* * *

" ભાઇ ! તમારો ઘોર અપરાધ કર્યો છે. હવે અમને રજા આપો. '

" માત્રાભાઇ ! મારા જીવનદાતા ! કુંવર મર્યો એ બહુ મોટો અપરાધ ? તે દિવસ તમે ન બચાવ્યો હોત તો આજ ક્યાંથી હોત એ કુંવર ? ને ક્યાંથી હોત આ માઢ મેડી ? "

"પણ જાલુભા ! અમારાં પગલાં ગોઝારાં થયાં !" એમ બોલતાં માત્રા વરુનું હૈયું ભરાઇ આવ્યું.

"માત્રા ભાઇ ! આમ જુવો ! એક વરસ રહો, અને બીજો ગગુ તમારા ખોળામાં રમતો બતાવું. ગગુ તો ઘણા મળશે ; પણ તમ સરખો ભાઇ ખોઇ બેસું, તો પછી કયાં ગોતું ?"

માત્રાભાઇના ને બ્હેનના મનનું સાંત્વન થયું. બન્ને ઝંપીને ત્યાં રહેવા લાગ્યાં. આદર માનમાં લગારે ઉણપ આવી નહિ. દીકરાના મરણની વાતનો તો જાલમસંગે કદિ એક ઉચ્ચાર પણ ન કર્યો. ગઢમાંથી એ વાત જ બંધ કરાવી.

પાંચ વરસ વીતી ગયાં. કાઠિયાવાડમાં સારાં વરસ થયાનું સાંભળ્યું. માત્રા વરુને જનમભોમ યાદ આવી. એણે હાથ જોડીને ભાઇબંધની રજા માગી.

"ભાઇ ! આંહી રહો તો સારાં છ ગામ કાઢી આપું."

માત્રો વરૂ માન્યો નહિ. પછી ઠાકોરે ગાયો આપી, ભેંસો આપી, ઉંટ આપ્યા, કળશીના કળશી દાણા દીધા, સાથે બે ઘોડી આપી,

ઘરડા રૂપિયા બંધાવ્યા. પોતે હેમાળ મુકવા આવ્યા ને ત્યાં ૭ મહિના રહ્યા. તેનું ગામ ફરી વસાવી દીધું. એવો મિત્રધર્મ પાળીને જાલમસંગ પોતાને વતન પાછા વળ્યા.*

*આ ઘટના જૂદા જૂદા માણસોના નામ પર ચડાવવામાં આવે છે. જાણકારો કહે છે કે હેમાળ ગામમાં કોઇ મારો વરૂ જ થયો નથી. બીજી બાજુ ઓખામંડળની અંદર વસઇ ગામના વાઘેર સૂરા માણેકને વિષે આ જ વાર્તા પ્રચલિત છે.



ઘેલાશા નામના વાણીઆની આવી ફજેતી સાંભળતો સાંભળતો વેળદાન હસે છે. દારૂના સીસામાંથી એક પછી એક પ્યાલીઓ ભરાતી આવે છે. પોતે પીવે છે. દાયરો રંગમાં છે. તેમાં આવેલો વટેમાર્ગુ ઉઠીને અંધારી રાતે ખાધા વિના ચાલી નીકળ્યો. ઉપડતે પગે બરવાળે પહોંચી ગયો.

બીજા દિવસનું પ્રભાત પડ્યું અને ચાચરીઆના દાયરા વચ્ચે એક ખેપીએ આવી કાગળ દીધો. કાગળ વંચાણો. લખ્યું હતું કે

" વેળદાન ! સાબદો રેજે, આજથી છ મહિને તારે સીમાડે ખડ વાઢવા આવું છું. "

વેળદાને સામે જવાબ લખ્યો : " ઘેલાશા ! સાબદો રેજે ! આજથી ત્રણ મહિનામાં તને ઠાર મારૂં છું. "

૨

આપનું નામ માધાશા : માનું નામ લીલબાઇ : અસલ વતની મૂળીના : ત્યાંથી માધાશા લીંબડી આવી વસ્યા : રાજના કામદાર-નીમાણા : એમ કરતાં લીંબડી ઠાકોરે પોતાનાં બાર ગામ બરવાળા પંથકનાં હતાં તેનો વહીવટ કરવા માધાશાને બરવાળે મોકલ્યા.

આ બરવાળું ગામ અસલમાં નાનું ગામડું હતું. બોટાદથી આઠ ગાઉ ઉપર ભાલને કાંઠે એ ગામનાં તોરણ બાંધીને માલધારી ચારણો રહેતા ને માલ ચારતા. એકવાર દુકાળ પડ્યો. ચારણો પાડોશના કાઠીઓને ગામની રક્ષા ભળાવી માલ સાથે માળવા પંથકમાં ઉતરી ગયા. વળતી સાલ સોરઠમાં મે સારો થયો સાંભળીને ચારણો માલ હાંકી પાછા વળ્યા. આવીને જુવે ત્યાં પાડોશી કાઠીઓએ ગામ પચાવી પાડેલું. ઝાંપામાં એને દાખલ થવા જ દીધા નહિ. ચારણોએ ઘણા કાલાવાલા કર્યા, ધા નાખી,

પણ કાઠી માન્યા નહિ. છેવટે એ ગામેતી ચારણની સ્ત્રી, દીકરો, અને દીકરા-વહુ, ત્રણેએ ત્યાં ત્રાગું કરીને ઝાંપે લોહી છાંટયાં. જીવ કાઢી દીધો. (ત્રણેના પાળીઆ આજે પણ બરવાળાના દરબારગઢમાં મોજૂદ છે.)

વાંસેથી કાઠીઓ પ્રસાઇ ગયા, ગામ હીંબડીને માંડી આપ્યું. એ કાઠીનો વંશ અત્યારે બોટાદ પાસે નાગલપરમાં જીવે છે.

એ બરવાળું માધાશાના હાથમાં આવ્યું, એટલે સંવત ૧૮૩૫ માં એણે અંદરનો ગઢ બંધાવ્યો. તે વખતે તો ગામ નાનું હતું. ગઢમાં જ સમાઇ ગયું. અટાણે જ્યાં બજાર છે ત્યાં તો નદીનું વ્હેન હતું. એ વ્હેનની એંધાણી તરીકે બીજડા ને ખજૂરી અત્યારે ઉભાં છે.

આ માધાશાને ઘેર ઘેલાશા પાક્યો. જેવી છીપ હતી તેવું જ મોતી નીવડ્યું. વાણીએ સમશેર બાંધી. પટા શીખ્યો. ભાલો ઉપાડ્યો. ભેટમાં કટાર જમૈયા અને પીઠ પર ઢાલ બાંધ્યાં. આસપાસના કાળઝાળ કાઠીઓમાંથી કૈંકને ધરતી સાથે જડી દીધા. વસ્તીને જમાવી બરવાળાનો તાલુકો બારમાંથી બાવીસ ગામનો બનાવ્યો. બરવાળું વેપાર વણજનું અડીખમ મથક બન્યું. ઘેલાશાની ફે ફાટી ગઇ. કૈંક સાંઢડાને નાથ્યા. અણનાથ્યો રહ્યો એક વેળદાન રેફડીયો. એમાં આજ પોતાની હીણપના દુહા માયલું

સીમાડે ઘેલોશા
વાઢે ખડ વેળદાનીઆ !

આ વેણ સાંભળીને જુવાન ઘેલાશાની ભુજાઓ ફળવા લાગી.

૩

"એલા ક્યે ગામ રહેવું ?"

"આંહી ચાચરીએ."

"વેળદાન ઘેરે છે ?"

"હા."

"એને કે'જે, કે ઘેલાશાએ સંદેશો દીધો છે: હું કાલ સવારે પાછો નીકળું છું. માટે સાબદો રે'જે. હું એકલો જ આવીશ. માટે સાચ નક્કી કરવું હોય તો વોળદાન! તું ય એકલો આવજે. બચાડાં માણસુંને શીદ મારવાં મરાવવાં?"

આટલું કહેવરાવીને ઘેલોશા ઘોડીએ ચડી ચાચરીઆનું પાદર વટાવી ગયા. પોતાની દીકરીને ધોળકે પરણાવ્યાં હતાં તેનું આણું વળાવવું હતું. તે માટે લૂગડાં અને દાગીના લેવા પોતે બોટાદ જાતા હતા. ભેળો એક અસ્વાર હતો. પોતાને માથે ઘણાં ઘણાં વેર હોવા છતાં ખાનગી ગામતરાંમાં વધુ અસ્વારો ન રાખતા.

બીજા દિવસને પ્રભાતે વોળદાન રેફડીઓ એકલો હથીઆર બાંધી ઘોડીએ ચડ્યો. પોતાને સીમાડે મારગને કાંઠે મહેમાનની વાટ જોતો બેઠો. થોડીવાર થઇ ત્યાં તો સોનલવરણા તડકામાં ભળકતે ભાલે પડછંદ અસ્વારને ઘોડો રમાડતો આવતો દીઠો. લગોલગ આવતાં એ થોભાળો નર વરતાણો: અગાઉ કદિ દીઠેલ નહિ. પણ કરડે ચહેરે ચાચરીઆને સીમાડે બીજો કોણ બેમાથાળો નીકળે? આવો હેમર બીજા કોની રાંગમાં રમતો હોય! અને આવા થોભા!

તું થોભા તાણીને મૂછે હાથ નાખછ મરદ!
(તે દિ) ગઢપતિયાને ગામ ગાઢ વછૂટે ગેલીઆ!

[હે ઘેલાશા! તું જે દિવસ થોભા તાણીને તારી મૂછે હાથ નાખે છે, તે દિવસ રાજાઓને ગઢવાળા ગામે પણ ત્રાસ છૂટી જાય છે, કે આજ નક્કી ઘેલોશા કોઇકને માથે પડશે.]

એવા થોભા બીજા કોના હોય? નક્કી ઘેલોશા: નજીક આવતાં અસવારે પડકાર્યું:

"રામ રામ? કોણ વોળદાન રેફડીયો કે?"

"હા રામરામ! તું ઘેલોશા કે?"

"હા, હું જ ઘેલોશા. રંગ વોળદાન રેફડીઆ! આવ્યો ખરો! વચને પળ્યો ખરો!"

એમ કહીને પોતે ઘોડીનું પાઘડું છાંડી નીચે ઉતર્યા. ઉપરથી ગાદલી ઉપાડીને ભોં માથે પાથરી ઉપર બેઠા. ખડીઆ લઇને અંદરથી અફીણ કાઢ્યું: "લે વોળદાન! આજ હું તારો મેમાન થયો. આ લે, કાઢય કસુંબો. પ્રેમથી પ્યાલીઉં પીએ."

વોળદાન નિરખી રહ્યો. આ તે કઇ જાતનો શત્રુ! આ ટાણે કસુંબો પાવા બેસે છે! આવી ખાનદાની દેખીને વોળદાનનું અરધું જોર નીતરી ગયું. ફરી ઘેલાશા બોલ્યા:

"આપા વોળદાન! બેઠો કાં? કાઢય ઝટ કસુંબો. પીધા વગર કાંઇ ચાલશે? આપણી આજ પ્રથમ પહેલી ઓળખાણ કહેવાય, ને વળી હું તારે સીમાડે મેમાન!"

કસુંબો નીકળ્યો. બેય જણાએ સામસામી અંજળીઓ ભરી પીવરાવી. બેયની આંખો ઘેઘુર બની ગઇ. બેયનાં મોઢાં મરક! મરક થાવા માંડયાં.

ઠીકાઠીકનો કેફ આવી ગયો ત્યારે ઘેલાશાએ હાકલ કરી કે "હાં વોળદાન રેફડીઆ! હવે ઉઠય. ચડય ઘોડીએ. આજ તારે સીમાડે એમાંથી કોણ ખડ વાઢે છે એ નક્કી કરવું છે."

"ત્યારે હવે માટી થાજે વાણીઆ!" એવી સામી હાકલ કરીને વોળદાન રેફડીએ ઘોડી પલાણી. બેય અસ્વાર થયા. ભમ્મર ભાલે ઘોડીઓ કુંડાળે નાખી. ચક્કર બંધાઇ ગયું. ઘોડીના ડાબાની તડબડાટી બોલી ગઇ. બરાબર જમાવટ થઇ ને પડ ગાજ્યું ત્યાં ઘેલાશાની બેઠક નીચેથી પલાણ સરવા લાગ્યું. સમજાણું કે તંગ ઢીલો પડી ગયો. એમ ને એમ કુંડાળે ફરતો ફરતો મરદ ઉતર્યો. દોટ દેતી ઘોડીની સાથે પોતે પણ દોડતાં દોડતાં કસકસીને તંગ તાણ્યો:

ઘોડાંની ઘમસાણમાં, તંગ લીધેલ તાણી.
ફોજુમાં લાડો ફરે, ગેલો માધાણી.

ઘોડાની ધમસાણ વચ્ચે તંગ તાણીને માધાશાનો બહાદૂર બેટડો ઘેલોશા વરલાડડા જેવો દીપતો ફરવા લાગ્યો અને ધીંગાણું જામતાંની વાર લગોલગ થયા કે તૂર્ત જ ઘેલાશાએ વેરીને પહેલો વારો દીધો : "હાં વોળદાન ! ઘા કરી લે. પેલો ઘા તારો ! જો પછેં મનની મનમાં ન રહી જાય !"

"આ લે ત્યારે ! પેલો ઘા સવા લાખનો. "કહીને વોળદાને ભાલાનો ઘા કર્યો. કોઇ દિવસ નિશાન ન ભૂલેલો એ અચૂક ભાલો આજ નિશાન ચુકી ગયો. ઘેલાશાએ ઘોડીને ગોઠણભર કરી દીધી. ભોઠો પડીને વોળદાનનો ભાલો ભોંમાં ખુત્યો.

ઘેલાશાએ ગર્જના કરી : "એ વોળદાન ! એમ ઘા ન થાય; જો, આમ ભાલું ફેંકાય." એમ કહી ભાલું ફેંક્યું. ઘોડીના તરીંગ વીંધીને ભાલું ભોંયમા ગયું. ઘોડી પૃથ્વી સાથે જડાઇ ગઇ. વોળદાન નીચે પડ્યો. ઘેલાશાએ તલવાર ખેંચીને કહ્યું કે "તને મારવો હોય તો આટલી જ વાર ! પણ ના, હું ઘેલોશા ! તુંને એમ ન મારૂં. મારે તો તારો ગર્વ જ ઉતારવો હતો."

દિઙ્મૂઢ બનીને વોળદાન ઉભો રહ્યો. ઘેલાશાએ કહ્યું: "પણ આ જુદ્ધની એક નિશાની તો લેતો જા." એમ બોલીને વોળદાનના વાંસામાં તરવારની પીછી [અણી] વડે ચરકા [ઉઝરડા] કર્યા. એવામાં બરવાળાના રસ્તા પર નજર કરે ત્યાં આંધી ચડેલી દેખાઇ. ઘોડેસ્વારોનું સૈન્ય આવતું લાગ્યું. એ ઘેલાશાના જમાદાર ભાખરજીનું સૈન્ય હતું. બરવાળે આ દ્વંદ્વના ખબર પહોંચ્યા કે તત્કાળ ભાખરજી પોતાના માલીકની મદદે ચડી દોટાવ્યો આવતો હતો.

વોળદાન થરથરી ઉઠ્યો. ઘેલાશાને પણ લાગ્યું કે નક્કી ભાખરજી વોળદાનને મારી નાખશે. એ બોલ્યા :

"વોળદાન, હવે નાસી છૂટ."

વોળદાન કહે: "શી રીતે નાસું ? મારી ઘોડી તો નથી."

"આ લે, આ મારી ઘોડી. જા, નાસી જા"

ઘેલાશાને પેલો અપમાનકારક દુહો સાંભર્યો. એણે કહ્યું: "પણ વોળદાન, આ ઘોડી ભૂખી છે. તરવાર કાઢીને એક ફાળી ખડ (ઘાસ) કાપી લે તો" *

બીજો ઇલાજ નહોતો. વોળદાને તલવારથી ખડ વાઢ્યું*. પછી નાસી છૂટ્યો.

આ પ્રસંગને અમર રાખવા કેટલાએક ચારણો અસલનો દુહો ઉથલાવીને આ રીતે પણ કહે છે :

તારા જે ચાચરીઆ તણો, (બીજે) લોગ જ ભરાયે ના,
(પણ) સીમાડે ગેલોશા વઢાવે ખડ વોળદાનીઆ!"

[હે વોળદાનીઆ, બીજા કોઇથી તો તારા ચાચરીઆની નીપજમાંથી રાજભાગ નથી લેવાતો, પણ તારેજ સીમાડે, ઘેલેશા તારી પાસે ખડ વઢાવી શકે છે.]

અસ્વારો આવી પહોંચ્યા. પૂછ્યું "કાં દાજી! ક્યાં ગયો વોળ-દાન ?" (સહુ એને દાજી કહેતા.)

"ભાળો કાઠી લોંઠકો! મારી ઘોડી લઇને ભાગી ગયો." દાજીએ જવાબ દીધો. અસ્વારો સમજી ગયા. દાજીની દાનાઇભરી દુશ્માનવટ ઉપર આફરીન થઇ ગયા.

વોળદાતને મ્હાત કરવાના પોતે જે સોગંદ લીધેલા તે બરાબર પાળ્યા. એવી રીતે પોતે જે જે બોલતા, તે પાળ્યે જ રહેતા. એ ગુણનો ચારણોએ દુહો ગાયો છે કે

બોલછ ઇ પાળછ બધું, તું મઘરાજ તણા!
પાછા પેસે ના, ગજ દતૂંશળ ગેલીઆ !

[હે માધાશાના પુત્ર (મઘરાજ તણા) ઘેલાશા (ગેલીઆ)! તું જે બોલે છે તે બધું પાળે છે: જેમ હાથીના દંતૂશળ એકવાર બહાર નીકળ્યા પછી પાછા અંદર ન પેસે તેમ તારા મ્હોંમાંથી પડેલાં વચન પણ અફળ ન જાય.]

---

* કાઠીઓ આ વાતનો ઇન્કાર કરે છે.

## ૪

દુશ્મનો વધતા ગયા, એટલે બરવાળાના રક્ષણ માટે હાજીએ ગામ ફરતા કિલ્લો બંધાવવાનું શરૂ કર્યું. એવા નમુનાનો કિલ્લો કોઇએ કદિ જોયો નહોતો. ગામ પરગામના લોકો ગઢ જોવા આવવા લાગ્યાં, ને સ્ત્રીઓએ તો રાસડા પણ ગાયા કે:

હાલો બઇયું હટાણે જાઇં રે,
ઘેલાશા ગઢ ચણાવે

ગઢ ચણાવીને કાંગરા મેલ્યા,
પૂતળીનો નઇ પાર—હાલો૦

ગઢ જોવા જેવો બન્યો. એવી બાંધણી ફક્ત એક અકબરના કિલ્લાની જ કહેવાય છે ગઢને ત્રણ દરવાજા મૂક્યા: રોજીનો દરવાજો, ખગીઆણાનો દરવાજો, ને કુંડળનો દરવાજો. દરવાજે દરવાજે ગઢની કોટય વાળી છે, આ પ્રકારની રચના છે: ગામમાં જવાના ત્રણ રસ્તા: પણ દરવાજા બરાબર રસ્તાની સામા સીધે સીધા નથી, રસ્તો પૂરો થાય ત્યાં ગઢનો ખુણો આવે. દરવાજો રસ્તાની એક બાજુ ઉપર રહી જાય. દરવાજાની સામે પણ ગઢની બીજી બાજુ હોય. એવી રીતનો ખાંચો પાડેલો છે કે અગાઉના વખતમાં ઉંટને દરવાજા સાથે ઉભું રાખી, હાથી હાંકવીને ઉંટને દબેલી દરવાજા તોડાવી નાખતા, એવું એ સાંકડા ખાંચામાં ન બની શકે.

છતાં પે કદાચ જો એ દરવાજો તૂટે ને લશ્કર અંદર જાય તો અંદર એક નાનું મેદાન વળી લઇ બીજા દરવાજા મૂકેલ છે. મેદાનમાં શત્રુસૈન્ય પ્રવેશ કરે કે તરત ગઢની રાંગ ઉપરથી તોપો બંદુકો છૂટે. ને એ સાંકડા મેદાનમાં સૈન્ય ટકવું રહેજ નહિ, છતાં જેના બચે તો અંદરનો બીજો દરવાજો તોડવો જ પડે.

કોઇ દબાવી ન શકે, પણ બીજા શત્રુઓના [(સાત્રવના) .સીમાડા તું દબાવી બેઠો છે.)

એક દિવસ ભાવનગર ઠાકોર વજેસંગની કચેરીમાં એક ચારણ રીસાઇને ટુંટીયાં વાળી સૂતેલો. ઠાકોરે પૂછ્યું: "કાં ગઢવા, શું થયું છે? કેમ ટુંટીઆં વાળીને સૂતા છો?"

ચારણ બોલ્યો "અન્નદાતા, બરવાળાને સીમાડે મારા પગ ઠબે છે."

એ મર્મ-વાક્ય કહીને ચારણ એમ સમજાવવા માગતો હતો, કે ભાવનગરની સરહદ દબાવતો દબાવતો ઘેલોશા બહુ નજીક આવી ગયો છે. ઠાકોરને એ વેણ છાતી વીંધી આરપાર નીકળી ગયું. એને ભાન આવ્યું કે વાણીઆએ બહુ જમીન દબાવી લીધી.

તુરતજ ફોજ તૈયાર થઇ; બરવાળાના ગઢને ઘેરીને ફોજ પડી છે. પણ ગઢ તૂટતો નથી. ઉપરથી તોપો છૂટે છે; ફોજમાં ખળભળાટ થાય છે. બરવાળું જીતવાની આશા છોડીને ભાવનગરના સેનાપતિએ ઘેલાશાને વિષ્ટિનાં કહેણ મોકલ્યાં. બારીમાં થઇને વિષ્ટિ કરવા માણસો ગામમાં પેઠાં. છેવટે એમ નક્કી થયું કે દાજીના ઘોડાનો ડાબલો જ્યાં પડે ત્યાં સીમાડો નાખવો. દાજી દુશ્મન હતો તોયે એની નીતિ માટે ઉંચો વિશ્વાસ હતો. કેમકે દાજી કૂડ કરતા નહિ.

દાજી ઘોડે ચડ્યા. બરવાળાથી ત્રણ ગાઉ દૂર ખળખળીઆ નામનો વોંકળો છે, તેને સામે કિનારે દાજીએ ઘોડો થોભાવ્યો. તે દિવસથી ખળખળીઆને સામે કાંઠેથી ભાવનગરની સીમ ગણાય છે, ને આ કાંઠે બરવાળાની સરહદ ઠરી છે. આવી રીતે મોટા મોટા રાજાઓને પણ દાજીએ હંફાવ્યા, ત્યારે ચારણોએ ગાયું કે:

સુખ કરી સૂવે નહિ, રૈયત ને રાણા,<br>
[એવો] માંડયો તેં માધાણા, ગોરખ ધંધો ગેલીઆ !"

[ હે ઘેલાશા, તેં તો એવું શૌર્ય બતાપતરા ઉપર સારામાં સારાં પાંચ
જીતવાનો એવો ધંધો માંડયો છે, કે મહાણ ગાપું."
હવે સુખે સૂઇ શકતાં નથી. ]

"એ મહારાજ! આપનો પાડ
એમ ધીરે ધીરે એક બરવાળાનં હોય; વહુનાં ન હોય. મારે
ઝટકે બત્રીશ ગામડાં આણી મૂક્યાં. એ . મારાથી બીજે જવાય
માલીક લીંબડી દરબારને ખાતર ઉઠાવી. તોયે નહિ."

બરવાળાની આસપાસ બેલા ચાણુકી ની ગયા.
ગામો ઉપર ઘેલાશાની આંખ હતી. ચારા
પેસી ગઇ હતી. એટલે બેલાના ચારણ કાળા ર
સમક્ષ જ ઠપકાનો દુહો કહ્યો:

ખસનો તો તુંને ખટકો નઇ, ખોળછ ખેતરડાં ની બ-
ગલડો શી' ગેલા! મારછ ડેઠક માધાઉત.

[હે માધાશાના દીકરા, તારા મનમાં ગરાશીઆ લોકોનું ખસ જાન નથી ખટકતું, એને તું રંઝાડતો નથી, અને અમારી થોડી થોડી જમીન (ખેતરડાં) ઝુંટવી લેવા તું શોધખોળ કરી રહ્યો છે! સિંહ (શી) ઘરડો થાય, મોટા શિકાર કરવાની તાકાત ન રહે, પછી જેમ એ દેડકાં મારીને ખાય, એવું તું શું કરી રહ્યો છે?]

એ દુહો સાંભળ્યા પછી ચારણોનાં ગામ ઉપર દાદાએ કોઇ દિવસ નજર ન નાખી.

કોઇ દબાવી ન શકે, પણ
તું દબાવી બેઠો છે.) ઠાકોરને વિનંતી કરી કે "ઘેલાશાને

એક દિવસ ભાવનગ
ચારણ રીસાઇને ફુટી· દીધીઃ "મહારાજ! એ વાણીઓ
ગઢવા, શું થયું છે?" તો મારાથી જ સચવાય છે. આપ
ન શકો; એને કેટલીએક ખોટી આદતો
ચારણ બોલ્યો દરબારમાં ન શોભે."
પગ ઠબે છે."
કઇ આંદતો છે, ઠાકોર?"

એ મર્મ-વાક્ય ધરામાં કે રાજકચેરીમાં એ જાય ત્યારે એક
હતો, કે ભાવન બીજું મૂછોના થોભા ઝાટકે, ત્રીજું
નજીક આ ભીડીને બેસે, ચોથું હોકો પીએ, પાંચમું લીંબડીના
પાર સિવાય કોઇને નમે નહિ."
દબ'

"કાંઇ વાંધો નહિ, તમ તમારે એને આંહી તેડી લાવજો. આપણે જોઇ લેશું."

દાજીને પણ જામ જસાજીના ગુમાનની ખબર હતી. સહુએ એને ચેતવ્યા કે કાં તો ન જવું અને જવું તો જામની અદબ રાખવી. મરકીને દાજી તૈયાર થયા. ગામમાંથી ભેટ વાળવાની દસ બાર પછેડી મગાવીને નોકર પાસે પોતાની સાથે ઉપડાવી લીધી. જામના દરબારમાં ગયા. આદત પ્રમાણે ખોંખારો ખાઇ, મૂછે હાથ નાખી, જામને સાદા રામરામ કરી, પછેડીની પલોંઠી ભીડીને બેઠા. જામના મ્હોં પર કોપ દેખાણો. એણે ચોપદારને ઇશારત કરી. ચોપદારે ઘેલાશાની પછેડી ઝુંટવીને ફેંકી દીધી. દાજીએ બીજી પછેડી લઇ પલોંઠી ભીડી, બીજી પણ ઝુંટાઇ. ત્રીજી, ચોથી, એમ પછેડીઓ ઝુંટાવા લાગી. આખી સભા થડક બની ગઇ. દાજી પોતાનું અપમાન થયું સમજીને ત્યાંથી ઉઠી નીકળ્યા. ઉતારે ચાલ્યા ગયા. જામની સામે પણ એણે ન જોયું,

જામસાહેબના અંતરમાં તો રોષ નહોતો. એને ખાત્રી થઇ ચૂકી. એણે દાજીને એકાંતમાં બોલાવ્યા. ત્રાંબાનું પતરું અને કરગરો હાજર રાખેલાં. જામે કહ્યું: "ઘેલાશા, નગરની નોકરીમાં

પરંતુ તલવાર શી રીતે મારી ?

રીંખેને સર રપીઅર તણે, કોઇ વાઇ વરમાળ;
(ઇ) બાળાપણ બરદાળ, કીં સાંભરિયું સૂરાઉત ?

[ બાળકની માફક તું ગોઠણભર થયો, અને પછી રિપુના માથા પર તેં તરવારનો ઘા કર્યો. હે બિરદવાળા પુરુષ ! એ વખતે એકાએક તારું બાળપણ તને ક્યાંથી યાદ આવ્યું ? કારણ કે ગોખોડીઆભર તો તું બાલ્યાવસ્થામાં જ ચાલેલ હતો. ]

ઇંદર અપસર નજરાજ, જોગણ ધર ગરજણ જંબુક;
લોહ જીવત મૃત લાજ, તેં સાંચવીઆં સૂરાઉત.

[ તારું માથું તો કપાઇ ગએલું, જીવ જવાની તૈયારીમાં હતો. ઇંદ્ર તને સુરલોકમાં તેડી જવા આવીને ઉભો હતો આપસરા વરમાળ લઇને પહેરાવવા તત્પર હતી. જોગણીઓ તારા લોહીથી ખપ્પર ભરવા આતુર ખડી હતી. પૃથ્વી (ધર) પણ તારૂં લોહી પીવા તલસતી હતી. ગીધડાં અને શિયાળીઆં તારૂં માંસ ભક્ષવા આવી પહોંચેલાં. લોઢાની તરવારને પણ તેં હાથમાં રોકી રાખી. જીવનને પણ કહ્યું કે ' ખડું રહે !' મોતને પણ ફરમાવ્યું કે " થોડીવાર થોભી જા." પોતાના કુળની કીર્તિને પણ થંભાવી. એ બધાંને ઘડીભર તેં અટકાવીને આ એક દુશ્મનને મારી લીધો. ]

એ ભાંગેલી તલવારને એક ઝટકે બાબારાવના ભાણેજના પ્રાણ નીકળી ગયા. પણ ત્યાં તો દુશ્મનોએ આવીને નાજા ખાચરને ઘેરી લીધો.

ઉતબંગ ખગ થાતે અળગ, ધડ લાગ્યું ધાગે
ખેલ્યો રણખાગે તું નવતેરી નાજીઆ !

હે નાજા ખાચર ! પછી તો તારૂં માથું ( ઉતબંગ ) પડી ગયું, અને તારા હાથની તલવાર ( ખગ ) પણ પડી ગઇ. એટલે પછી તારૂં ધડ એકલું દોડાદોડ કરી, શત્રુઓને હાથમાં ઉપાડી ઉપાડીને પટકવા લાગ્યું. રણસંગ્રામની અંદર તું પયુ

ભીમની માફક નવતેરીની રમત રમ્યો. ભીમે કુરૂક્ષેત્રના યુદ્ધમાં એક હાથે નવ અને બીજે હાથે તેર હાથી ઉપાડી ઉપાડીને આકાશમાં ઉછાળ્યા હતા. આંહીં નાજા ખાચરે માણસોને ફંગોળી ફંગોળી પછાડ્યા.

નાજા જસું મરાય ને, સાબધ હરમત સોત
મોડું ને વેલું મોત, સૌને માથે સૂરાઉત !

[જો કે વ્હેલું મોડું તો સહુને મરવાનું છે. પરંતુ હે સૂરા ખાચરના પુત્ર નાજા ખાચર ! તારી માફક શુદ્ધ બુદ્ધિથી અને હિંમતથી મરવાનું તો બીજાથી નથી બની શકતું. પોતાની છેલ્લી પળે પણ તેં તારી કીર્તિ સંભાળી રાખી.]

ભીમોરાનો ગઢ ચેલા ખાચરના હાથમાં ગયો. પરંતુ ત્યાર પછી નાજા ખાચરના પુત્રે એ ગઢ પાછો જીતી લીધો. અત્યારે એ ગઢ જેવો ને તેવો મોજુદ છે.

આ આખા પ્રસંગને નીચે લખેલા એક કાવ્યમાં અમર કરવામાં આવેલો છે.

[ગીત-સાણોર સાવઝડુ]

૧

સૂબા ટોપીઆં ફરીઆદ સતારે, ફોજ નમ્યા ખંડ ચારે ફતારે,
મીટે ચડયો ગનીમાને મારે, સૂરાણી નજરાજ ન સારે.

૨

ધણી દીઆ હુકમ દળ ધાયા, આગુ ધાઈ મદાર્ય આયા,
વાગી હક ત્રંબાળુ વાયા, જધભૂખ્યા નજરાજ જગાયા.

---

૧. જે ફતેસંહરાવની ફોજ પાસે ચાર ખંડના લોકો નમ્યા હતા, તેના ટોપીવાળા સૂબા પાસે ફરીઆદ કરવા ચેલો ખાચર પહોંચ્યો. ફરીઆદ કરી કે સુરા ખાચરનો દીકરો નાજો ખાચર કોઈનું કહ્યું માનતો નથી. મોટા મોટા હાકેમોને પણ નજરે પડતાં જ મારી નાખે છે. ( મરાઠી સેનાને 'ટોપીઓ' કહી કારણ કે તે વખતે મરાઠાઓના લશ્કરોમાં યુરોપી સોલ્જરો, કવાયતદારો રાખવામાં આવતા. ગનીમા=સુબા )

૩

તરવારાંરી વાજે તાળી, વાઢી ઘણા મરેઠા વાળી,
ખસ્યા મરાઠા હાંજા ખાળી, વજા બણી રણથંભર વાળી.

૪

આયા જાઇ ભાઇ અરાઠી, લાખાહરો લડે લોહ લાઠી,
પો ! વશટીઆ કહે પરાઠી, કાં ચૂકવ કાં નીકળ કાઠી.

૫

કે' વશટીઓ આભકપાળો, પંચમુખ ખડ ન ખાય પટાળો,
હઠ મેલે નજરાજ હઠાળો, (તો) મેર ડગે ને ધ્રુજે ડખમાળો.

૬

દંડ ન ભરાં હું રામદુવાઇ, મરવો ભીમ તણા ગઢ માંહી,
આદ અનાદ તણી અવળાઇ, છોડાં કીં હું અવળચંડાઇ !

---

૨. આ ફરીઆદ સાંભળીને સૈન્યના માલીકે હુકમ દીધો. એટલે દુશ્મનો ધસીને ભીમોરા ઉપર આવ્યા. હાકલો વાગી, નોબતો ગડગડી, લડાઇનો ભૂખ્યો નાજો ખાચર જાગી ઉઠ્યો. (મદાઇ=દુશ્મન)

૩. તરવારો સામસામી અથડાવા લાગી. કેમ જાણે તરવારો સામ સામી તાળીઓ દેતી રમત રમતી હોય ! મરેઠાની સેનાનાં ઘણાં માણસો કપાયાં. મરાઠાઓ હિંમત હારી ગયા. રણથંભોરના ઘેરામાં જેમ બાદશાહનું સૈન્ય લાચાર થઇ પડ્યું હતું, તેવું જ ભીમોરાના ઘેરા વખતે મરાઠી લશ્કર બની ગયું. ઘણા દિવસ સુધી મારો ચલાવ્યા છતાં કિલ્લો તૂટતો નહોતો.

૪. ચેલો ખાચર પોતાના જાઇ ભાઇને પણ લઇને આવ્યો. છતાં લાખા ખાચરનો એ પૌત્ર નાજો ખાચર તો લોઢાની લાકડીની માફક અડગ બનીને લડતો રહ્યો.

૫ શત્રુ-સેનામાંથી વિષ્ઠિ કરવા માટે માણસો આવ્યા. તેઓ કહે કે " ઓ કાઠી ! કાં તો દંડ ચુકવી દે. નહિ તો કિલ્લાની બહાર નીકળ." એ આભ જેવા વિશાળ કપાળવાળો વીર જવાબ આપે છે કે " જેમ કેસરીસિંહ કદિ ઘાસ ખાય નહિ તેમ હું પણ કદિ નમીશ નહિ " જો ટેકીલો નાજો ખાચર પોતાની હઠ મૂકે તો પછી મેરૂ પર્વત ચળે અને આકાશ ધ્રુજી જાય. [ પંચમુખ=સિંહ. ડખમાળો=આકાશની નક્ષત્રમા

૭

લડે દખ્ખણ દળ ભરડા લીધા, કાઢે જોરે અનોધાં કીધાં.
દસ દસ વાર ગનીમાને દીધાં, દસ દા'ડા લગ નીર ન પીધાં.

૮

જળનો તરસ્યો દળમાં જાય; કોપ્યો સૂબો ને હલાં કરાય,
હડૂડે જંજાળ્યાં નાળ્ય હવાઇ, ચાર પો'ર તરવાર ચલાઇ.

૯

ધજવડ વાળો તોરણ ધરીઓ, ફેરા ચાર ચોરીમાં ફરીઓ.
કાળો ખુમો અણવર કરીઓ, વર નાજો અપસરને વરીઓ.

૧૦

એકલવેણો વૈકુંઠ આયો, લાડરખાન જાનૈયા લાયો,
મોતીરો હરિએ થાળ મંગાયો, વે સખીએ નજરાજ વધાયો.

---

૬. રામદુવાઇ લઇને હું કહું છું કે હું દંડ નહિ ભરૂં. સુખેથી હું આ ભીમોરા ગઢમાં લડીને મરીશ. મારી સદાની અડગતા હું નહિ છોડું.

૭. દક્ષિણીઓની સેનાએ ગઢની આસપાસ ઘેરો ઘાલ્યો. તેની સામે નાજા ખાચરે પણ અપૂર્વ બળ દાખવ્યું. દસ દસ વાર તો સુબાને પાછો કાઢ્યો. દસ દિવસ સુધી પાણી વિના ટક્કર ઝીલી.

૮. પાણીનો તરસ્યો ટાઢાણો કાઠી દુશ્મનોના લશ્કરમાં પહોંચ્યો. એની વાત સાંભળીને બાબારાવે હલ્લો કરવાનો હુકમ આપ્યો. તોપો ને બંદુકો છૂટી.

૯. એ નાજો ખાચર કેમ જાણે યુદ્ધ રૂપી લગ્ન કરતો હોય! તરવારનાં જાણે તોરણ બંધાયાં. પોતાના અણવર તરીકે એણે કાળા ખુમાણને રાખ્યો. અને આખરે મરીને એ વરરાજા. નાજો ખાચર અપ્સરાની સાથે વર્યો. [ ધજવડ=તરવાર ]

૧૦. એકવચની એ શૂરવીર વૈકુંઠમાં જાન જોડીને ગયો. પોતાની સાથે મરેલા શૂરવીર જાનૈયાને સાથે લઇ ગયો. સ્વર્ગમાં પ્રભુએ મોતીનો થાળ મગાવ્યો ને લક્ષ્મીજીએ વરરાજા નાજા ખાચરને પોંખ્યો.



# ઓઢો ખુમાણ

આ સોદર ગામની ડેલીમાં ચોપાટની કોર ઉપર બેઠા બેઠા દરબાર ઓઢો ખુમાણ દાતણ કરે છે. પ્રભાતમાં 'કરણ મહારાજનો પહોર' ચાલે છે. બરાબર એ જ ટાણે પરગામથી કોઇ એક બાઇ પોતાની આંગળીએ એક દસ વરસના બાળકને વળગાડી ડેલીમાં થઇને ગઢની અંદર આઇને ઓરડે ચાલી ગઇ.

"ભગા ડેર!" ઓઢા ખુમાણે આ અજાણ્યાં પગલાં ઉપરથી વ્હેમાઇને પોતાના ચાકરને કહ્યું, "જાવ, તપાસ કરો, કોણ મહેમાન આવ્યાં છે!"

ભગો ડેર ઓઢા ખુમાણનો વફાદાર જોદ્ધો હતો. ઓરડે જાય ત્યાં તો નવા આવનાર બાળકને આઇ પોતાના ખોળામાં લઇને બેઠેલાં છે; એને મોઢે ને માથે પંપાળી રહ્યાં છે; અને વડારણ આખી વીતક-વાર્તા સંભળાવે છે કે:

"માડી! આ દીકરા પાલીતાણા દરબાર નોંઘણજીના કુંવર થાય: એનું નામ ઉન્નડજી: અટાણે એમના કાકા અલ્લુજી ગાદીએ ચડી બેઠા છે. અને કુંવરને મારવાનો મનસૂબો કરે છે. આ બાતમી અમારાં માને કાને પડી; મા બિચારાં ફફડી હાલ્યાં. દીકરો કોને જઇ સોંપવો? અલ્લુજીની ધાકના માર્યા કો

સાચવે ? અને પૈસાને લોભે દગો ય કોણ ન રમે ? આઇ ! એકાએક મારાં માને આપો ઓઢો ખુમાણ સાંભર્યો. એણે મને કહ્યું કે "આપો મારા જીભના માનેલ ભાઇ બરોબર છે. એના ખોળામાં મારો ઉન્નડ આશરો પામશે. જા, ઝટ આપાને સોંપી દે. વીરને કે'જે કે બોન ઓળખતી પાળખતી યે નથી, તોય 'ભાઇ' કહીને ભાણેજનાં રખવાળાં ભળાવે છે."

વાત સાંભળીને ઓઢા ખુમાણનાં ઘરવાળાં બાઇનું અંતર ભીનું થઇ ગયું. ઉન્નડજીને હૈયા સમો દાબી લીધો અને પાછું વડારણને પૂછ્યું "તયીં બાપ, તમે એકલાં કાં આવ્યાં ? માને કેમ ન લાવ્યાં ?"

"અરેરે આઇ ! મા તો અલ્લુજીની કેદમાં કહેવાય. જરાક જાણ થાય તો તો અલ્લુજી નીકળવા જ શેના આપે ? હું તો અધરાતે આ દીકરાને લઇને છાનીમાની નીકળી આવી. ને રસ્તામાં ય ધરતી અમને માકારો ભણતી'તી."

"કેમ ?"

"કેમ શું ? રસ્તે રૂપાવટી ગામ આવ્યું. રૂપાવટીમાં કાકો ભગવતસંગ રહે. ત્યાં કુંવર સાટુ હજામ હોકો ભરવા ગયો. કાકાને ખબર પડી કે ઉન્નડજી ભાગી જાય છે. અલ્લુજી તો ઉગતો સૂરજ ! એને પૂજવાનું કોણ ભૂલે ? કાકાએ હોકામાં સોમલ ભેળવેલી તમાકુ ભરાવી. હજામ પીતો પીતો આવ્યો. અને થોડી વારમાં તો માર્ગે ઢળી પડ્યો. ભગવાનનાં રખવાળાં, તે કુંવર બચી ગયા. માંડ આંહી તમારે ખોળે પહોંચ્યાં છીએ આઇ ! મારાં માને માથે તો વળી હવે થાવાની હોય તે ખરી !"

"ભગા ડેર !" આઇએ કહ્યું, "કુંવર ઉન્નડજીને ડેલીએ તેડી જાવ, અને કાઠીને કે'જો કે આંખ્યુંની ય ઓળખાણ વિનાની રજપૂતાણીએ વિશ્વાસે વીરપહલી માગેલ છે. સાચા ધરમ-ભાઇને શોભે તેવું કરી દેખાડજો."

દાતણની ચીરોને ધરતી પર મેલીને મોઢું ધોઇ જેમ ઓઢા ખુમાણે ઉગતા સૂરજ સામા હાથ જોડ્યા અને સ્તુતિ કરી કે

ભલે ઉગા ભાણ ! ભાણ તુંહારાં ભામણાં !
મરણ જીયણ લગ માણ, રાખો કશપરાઉત !

તેમ કુંવરને આંગળીએ વળગાડીને ભગો ડેર ચોપાટમાં આવ્યા. ઓળખાણ આપી, અને વડારણે કહેલી આખી વાત વર્ણવી તેમ તો ઓઢા ખુમાણની છાતીમાં ગર્વભરી ભક્તિ ઉભરાણી; એ બોલ્યાઃ

'આવ્ય બાપ ઉન્નડ, આવ્ય; તને પાલીતાણાની ગાદી ઉપર બેસાડું." એમ કહીને કુંવરને પોતાના ખોળા બેસાડ્યો.

એ વખતે ત્યાં મહેમાન બનીને આવેલ એક ખુમાણના મ્હોંમાંથી એક અટ્ટહાસ્ય નીકળી ગયું.

ઉન્નડજી તો કૂદીને ઓઢા ખુમાણના ખોળામાં ચડી બેઠા. પણ ઓઢા ખુમાણીની આંખ મહેમાન તરફ ફરી; એણે પૂછ્યુંઃ "કેમ મેરામભાઇ ! તમારા હસવાનો મર્મ શું છે ?"

"મર્મ બીજો શું ? તમારે કહ્યે કાંઇ ત્યાં ખોળામાં પાલી-તાણાની ગાદી આવી પડે છે, ઓઢા ખુમાણ ! એ તો એમ બોલાય પણ ભાયડા હોય તે વિચારીને બોલે."

ઓઢાની આંખના ખુણામાં લાલી દેખાણી. એ બોલ્યાઃ

"એ- -મ મેરામભાઇ ! લ્યો ત્યારે, આ ખોળામાં જ ઉન્ન-ડજીને બેસાડી રાખી પરબારા પાલીતાણાની ગાદી ઉપર ન બેસાડું ત્યાં સુધી આંસોદરનું પાણી હરામ છે." એમ કહીને પડખે પડેલા લોટામાંથી અંજલિ ભરીને નીચે ઢોળી, ચોપા-ટમાંથી ઉભા થઇ ગયા અને હુકમ કર્યો કે "લાવો મારી ઘોડી."

ઘોડી પર બેસી, અંગે હથિયાર ધરી, ઓઢો ખુમાણ ચાલી નીકળ્યા. ખોળામાં કુંવર ઉન્નડજી બીરાજે છે.

પોતાનાં બાર ગામની અંદર સંદેશા પહોંચાડ્યા કે "એક સો એક સો ઘોડેસ્વાર આવીને આજ રાતે મને પાંચતોબરાને પાદર ભેગા મળે." એ મુજબ બારસો શસ્ત્રધારી યોદ્ધાના ઘોડા આવીને પાંચતોબરામાં હણહણી ઉઠયાં. રાતને ત્રીજે પહોરે ચીબરી બોલી. એ ચીબરીની વાચા પારખીને એક મેર સાથે હતો તે બોલ્યો; "આપા, જો અત્યારે ઘોડાં ઉપાડો તો શુકન કહે છે કે એક પણ જોદ્ધાને એક છોઇફાડ પણ ઇજા નહિ થાય વિના જખમે પાલીતાણું લેવાશે."

ફોજ ચડી ચુકી. પો ફાટતાં પાલીતાણાને પાદર પહોંચ્યા. દરવાજો ખુલ્યો કે તરતજ તમામ પાલીતાણાની અંદર પેસી ગયા અને ધીંગાણું આદર્યું. રાજના અમીરોએ, પ્રજાજનોએ તે સૈનિકોએ ઓઢા ખુમાણના ખોળામાં ઉન્નડજીને બેઠેલા દીઠા; એટલે તમામ ખસી ગયા. તમામ સમજી ગયા કે આ જુદ્ધ સ્વાર્થનું નથી; પોતાના બાળ રાજાના હિતનું છે. કોઇએ સામાં શસ્ત્ર ન ઉગામ્યાં.

પણ દરબારગઢની ડેલી પર કેસર ભાથી નામનો એક રજપૂત પોતાના એંશી ઘોડેસ્વારો લઇને સામે ઉભો રહ્યો. ઓઢા ખુમાણે એને બહુ સમજાવ્યો: "કેસર, હું પાલીતાણાના ધણીને ખાતર આવ્યો છું. મારે પાલીતાણાની પાઇ યે ન ખપે. તું ખસી જા."

"આપા ઓઢા ખુમાણ! આજ આ બુઢ્ઢા દાંતની અંદર અલ્લુજીનું અન્ન ભર્યું છે. હું રજપૂત છું; એક ભવમાં બે ધણી નહિ કરૂં." કેસર ભાથીએ અવતાર દીપાવ્યો.

ધીંગાણું જામ્યું. બન્ને બાજુ શૂરવીરો હતા. કેસરના જોદ્ધા કપાવા લાગ્યા; ઓઢાના આદમીઓ પણ ઉડવા લાગ્યા; સહુ જુદ્ધમાં તલ્લીન છે; કોઇનું ધ્યાન નથી. તેટલામાં માઢ માથેથી અલ્લુજી દેખાણો. હાથમાં પ્રચંડ સાંગ હતી તે અલ્લુજીએ બરાબર ઓઢાની ઉપર તાકીને ફેંકી. પલવારમાં ઓઢો અને કુમાર ઉન્નડજી બન્નેનો જીવ નીકળી જાત. પણ

નીમકહલાલ ભગા ડેરે જોયું કે પોતાનો ધણી અને પાલીતાણાનો ધણી બેય ઉડશે! એણે પોતાનો ઘોડો મોઢા આગળ નાખ્યો. ઉપરથી પડતી સાંગ એની છાતીને ચીરી જમીનમાં પેઠી; પોતાનો માલીક બચી ગયો; એ બધું એક પલમાં બન્યું. અલ્લુજી હથિયાર વિનાનો થઇ પડયો. ઓઢાએ ભાલાનો ઘા કર્યો. અલ્લુજીની ખોપરી ફાડીને ભાલું પાછું વળ્યું.

*

એજ દિવસે દરબાર ભરીને ઓઢા ખુમાણે કુંવર ઉન્નડજીને પાલીતાણાના તખ્ત ઉપર બેસાડયો. અને બંદીજનોએ ઓઢા ખુમાણને બિરદાવ્યો કે

ઘાટોડે ઘડિયો, તુંને લૂણુ તણા,
માટીઆઇ એ માણા! એતી જ હૂતી ઓઢીઆ!

[ હે લુણા ખુમાણના દીકરા ઓઢા ખુમાણ! તને જ્યારે પ્રભુ રૂપી કુંભારે (ઘાટોડે) ઘડયો, ત્યારે એની પાસે બસ એટલી જ, તને બનાવવા પૂરતી જ માટી (મરદાનગી રૂપી) રહી હતી. તે પછી એણે શૂરવીરો સર્જ્યા જ નથી. ]





# વાળાની હરણ પૂજા

હરણાંનાં ટોળાં હાલ્યા જાતાં હોય, પણ સોરઠનો વાળો કાઠી કે વાળો રજપૂત એના ઉપર ઘા કરતો નથી. વાળાની સીમોમાં એ સંવાળાં રૂપાળાં પશુડાં નિર્ભયપણે નીરાં તરણાંનો ચારો કરે છે. એનો શિકાર કરવા આવનારને સાચો વાળો રજપૂત પ્રાણ સાટે પણ ગોળી છોડવા દેતો નથી. 'વાળો' હરણાંને પૂજે છે. જૂના કાળમાં હરણાંએ એના વંશ સારુ જીવ દીધા હતા.

વાત એમ બોલાતી આવે કે કે પાદશાહની કચારીમાં કોઇ ચાડીલો ચારણ હોડ વદી બેઠો. પાદશાહ બોલ્યા કે "હસીને માથાં ઉતારી દેનારા રાજપૂતો હવે મરી ખૂટયા."

ચારણે જવાબ ચોડયો કે "પાતશાહ ! તમને ખબર જ નથી. રજપૂત કુળ હજી જીવે છે. એવા પડયા છે કે એક સામટા સાત દીકરાનાં શિર વધેરી લ્યો તો ય હસતા હસતા સાતેનાં મોત ઓળઘોળ કરે, અને સાતેની આંખો પગ હેઠળ ચાંપે. આંખમાંથી એક આંસુડું ય ન દડવા દે."

ચારણનો ગર્વ પાદશાહથી ખમાયો નહિ. કચેરીનાં લોકો પણ આ બોલને વણતોળ્યા સમજીને દાંત કાઢવા લાગ્યા. ચારણે ફરીવાર પડકાર્યું કે "સાત સાત દીકરાની આંખ્યું હસતા હસતા પગ હેઠળ ચાંપનારા હઠાળા રજપૂતો પડ્યા છે. અને પાદશાહ! વખનાં પારખાં ન્હોય. દાંત કાઢીને કોઇ રજપૂતોને બદનામું ધો મા બાપ!"

ચારણની ધ્રુસ્ય દેખીને ચડસે ચડેલો પાદશાહ પૂછે છે કે

"એવો કોઇ રજપૂત ન મિલે તો? તો ગઢવા, તમે શું હારો?"

"હું હારૂં મારા પંડના દીકરા."

"ઠીક ચારણ! આજથી તમારા દીકરાને અમારી અટકાયતમાં લેખજો. આજથી ૭ મહિનાની અવધ આપું છું. લઇ આવો એવા રજપૂતને એના સાતે દીકરા સોતો; અને શર્ત પાળી બતાવો: રજપૂત ને હું બેય પાસે રમીએ: એના સાતે દીકરાનાં ડોકાં ઉડે : ને રમતો રમતો બાપ એની આંખો ચાંપે. ફેર પડે તો તારા દીકરાને પણ જલ્લાદ પાસે કપાવું. જા, ગોતી આવ."

રાજસભામાં એકે એક શરીર ઉપર સ્વેદ વળી ગયાં; બધા જાણતા હતા કે ચારણે છેડેલો આ બાદશાહ દેવીપુત્રોના પ્રાણ ચૂસવામાં વાર નહિ લગાડે.

સાતે પુત્રોને બંદીખાને સોંપી શ્રી હરિનું નામ સંભારતો ચારણ ચાલી નીકળ્યો. એને સાત દીકરા વ્હાલા હતા તેથી વધુ વ્હાલી તો હતી ક્ષત્રિની કીર્તિ.

ચારણ ગામેગામ ને રાજ્યેરાજ્યમાં આથડે છે. ક્ષત્રિયોની પાસે એક સાથે સાત સાત પુત્રોનાં માથાનો સવાલ કરે છે. જે સાંભળે છે તે હાહાકાર કરી ઉઠે છે. પેટના દી કપાવી નાખવાનું હૈયું કોનું કબૂલે! જેનું હૈયું કા'ક એક દીકરાનો પણ સુજોગ ન હોય!

ગામેગામ નિસાસા મૂકતો ગઢવી કાઠિયાવાડના વળા ગામમા આવી પહોંચ્યો. એ ગામમાં વાળો રાજ કરે. વાળાએ ચારણનો સવાલ સાંભળીને સાતે દીકરાને બોલાવ્યા. પૂછ્યું કે " દિલ્હીની કચેરીમાં રજપૂત કુળ વગોવાશે, ક્ષત્રિનાં-ગૌરવ જગત પરથી ચાલ્યાં જશે. બોલો, પ્રાણ વ્હાલો છે કે ક્ષત્રિવટ ?"

સાતે જણે શિર ઝુકાવ્યાં. બાપુનો બોલ માથે ચડાવ્યો. સાતે હસીને બોલી ઉઠયા કે " બાપુ, એમાં આવડી બધી સમજાવટ શા કારણ ? કહો તો સાતે માથાં સ્વહસ્તે જ વધેરી દઇએ."

સાત દીકરાને અને એના પિતાને સાથે લઇ ચારણ દિલ્હી નગરમાં મુદત પહેલાં એક જ દિવસે આવી પહોંચ્યો. કચેરીમાં જઇને હાકલ કરી કે " જય હો ક્ષત્રિ જાતનો."

પાદશાહ તાજ્જુબ બન્યો. પણ એટલેથી ઠગાય તેવો તે બાદશાહ ન હતો. એણે સાતે ક્ષત્રિપુત્રોને બોલાવી કહ્યું :

" આ મશ્કરી ન સમજતા. કાલ સવારે તમારાં માથાં આ કચેરીમાં ટીંગાતાં હશે."

સાતે જણાએ જવાબમાં ફક્ત હસ્યા જ કર્યું.

બાદશાહે ફરી ફાંફાં માર્યાં: " બેવકૂફ બાળકો, વિચાર કરો."

રજપૂતોએ હસ્યા જ કર્યું. વાળા દરબાર તરફ જોઇને ખુન્નસભરે નેત્રે પાદશાહ બોલ્યાઃ

" દરબાર, દાન દેવાની રીત જાણો છો ?"

" જાણું છું, છતાં ફરમાવો."

" જુઓ, દાન દેતી વખત ખુશાલી રાખવી પડશે. દાતાનો એ ધર્મ છે કે કચવાતે દિલે દાન ન દેવાય, કેમકે મંજુર ન થાય."

" ક્ષત્રિને એમાં કાંઇ નવું નથી."

" સુણો, સુણો, કાલે સવારે આ મેડી ઉપર એક પછી એક તમારા બેટાઓના ડોકાં પર તલવાર પડશે. એ અવાજ તમે સાંભળશો: એ સાંભળતાં સાંભળતાં મારી સાથે તમારે ચોપાટ

ખેલવી પડશે. તમારા બેટાની એક પછી એક બબ્બે આંખો હાજર થશે. તેને તમારે હસતે ચહેરે તમારા પગ નીચે ચગદવી પડશે. એ દરમ્યાન જો આંખમાં જરા પણ પાણી દેખાશે, અવાજમાં જરા પણ દુઃખ દેખાશે, રમતમાં જરા પણ સરત ચુકાશે કે એક નિસાસો પણ નીકળશે, તો એ દાન ફોક થશે. ને હું ચારણના દીકરાનો પણ જાન લઇશ."

"સુખેથી પાદશાહ, સુખેથી."

બીજે દિવસે સવાર પડયું. કચેરીમાં મેદની માતી નથી. ચોપાટ મંડાઇ. ખડખડાટ હસીને વાળાએ પાસા રેડવ્યા. સાથે સાથ બાદશાહનો હુકમ છૂટયો કેઃ "ચલાવો કતલ!"

"ચલાવો કતલ!" નો પોકાર પડતાં તો સાત ક્ષત્રિપુત્રો-માંથી મોટેરાને ઉપાડી મેડી પર લઇ ગયા. ઉપલી મેડી પર "ધડાક" એવો અવાજ થયો, જાણે એક માથું પડયું. બે ઘડીમાં તો બે મોટી મોટી આંખો અને સાથે ચારણનો એક દીકરો દરબારની પાસે હાજર થયા. પાદશાહ કહેઃ "લ્યો દરબાર આ તમારા મોટા દીકરાની આંખો."

દરબારે એ બે આંખોને પગ નીચે ચગદી. છૂટેલા ચારણ-પુત્રને માથે હાથ મેલ્યો ને ખુશખુશાલ દિલે હસતા હસતા ચોપાટ આગળ ચલાવી.

બીજી વાર ધડાકો, લોહીની નીકો અને પોતાના બીજા બેટાની આંખો! બાપ એ આંખોને ઓળખી ઓળખીને ચગદતો જાય છે; છૂટેલા ચારણપુત્રને આશીર્વાદ દઇ રમત ખેલતો જાય છે. એની આંખમાં આંસુ નથી; મ્હોંમાં નિઃશ્વાસ નથી; અંતરમાં ઉદાસી નથી.

એમ છ દીકરાની જીવનલીલા પૂરી થઇ ગઇ. પાદશાહના ચહેરા પરથી બધું નૂર ઉડી ગયું,

ત્યાં તો સાતમો ધડાકો થયો, અને દરબારના હા

આવી પહોંચી, બાપે એ કચરી નાખી. પણ ઓચીંતાં એની આંખોમાંથી બે આંસુ દડી પડયાં.

"બસ, ખલ્લાસ!" બાદશાહ ઉછળીને તાળીઓ પાડતો પોકારી ઉઠયો. "તમારી સખાવત ફોક ગઇ. પકડો એ સાતે ચારણોને, ને-ઉડાવી દો સાતેના ડોકાં!

વાળો રજપૂત ગરીબડો બનીને કહે કે "પાદશાહ! પહેલાં મારી કથા સાંભળી લ્યો. હું રોઇ પડયો, તે મારા દીકરાને માટે નહિ."

"ત્યારે?"

"આ નાનેરો બાળક મારો નથી. એ પરાયો દીકરો છે. મને વિચાર આવ્યો કે અરેરે! આ તો એક માણસનો જીવ ઉગારવા બીજા એક પરાયા બાળકને જ મરવું પડયું. મારે એક વધુ દીકરો હોત તો પારકા પેટની હત્યા ન થાત. એવા ખેદથી જ મારાથી રોઇ જવાયું. હું સૂરજની સાખે કહું છું."

"આ સાતમો દીકરો તમારો નહોતો?"

"સમજાવું. મારે છ જ દીકરા હતા. એક દિવસ પરોડીએ હું ગામને પાદર દિશાએ ગયો, ત્યાં એક બાળકનું રોવું કાને પડયું. જઇને જોઉં તો વડલાની પોલાણમાં તાજું જન્મેલું એક બચ્ચું સૂતેલું. એની ડોકમાં એક ચિઠ્ઠી બાંધેલી. ચિઠ્ઠીમાં લખ્યું હતું કે 'આ ચારણનો બાળક છે. એના બાપને જોશીએ કહેલું કે દીકરાનું મ્હોં જોઇશ તો આંધળો થઇશ. અમારૂં મવાડું આંહીં નીકળેલું. આંહીઆ બાળક અવતર્યો એટલે આંહી એને રેઢો મૂકીને જ અમે ચાલ્યાં જઇએ છીએ.× ચારણ છે, બચાવશો તો પુન્ય થશે." આ બાળકને હું ઘેર લાવ્યો. ઉછેરીને મોટો કર્યો. જગતે જાણ્યું કે એ મારો જ દીકરો છે. જહાંપનાહ, આજ

---

× હજુ પણ એ રેઢા મૂકાએલા ચારણ-પુત્રના વંશજો 'રેઢ' નામ ધરાવે છે.

રોઉં છું કારણ કે એક દીકરાની ખોટે આજ એ ન્હાનેથી ઉછેરેલા એક પારકા દીકરાનો પ્રાણ ગયો."

"શાબાશ! શાબાશ" ગભરાશો નહિ. નથી એ ચારણ મર્યો કે નથી મર્યો તમારો એકે ય દીકરો."

"અરે પાદશાહ, હવે મશ્કરી શીદ કરો છો?"

"પહેરગીર! સાતે દીકરાને હાજર કરો."

મેડી ઉપરથી સાતે દીકરા આવીને ઉભા રહ્યા.

"ક્ષત્રિઅચ્ચા! પાદશાહ લોહીનો તરસ્યો નથી. એને કસોટી કરવી હતી."

ત્યારે આ આંખો કોની? મારા દીકરાને બદલે કોણ મર્યું?"

"સાત હરણાં."

"આજથી એ પરગજુ હરણાં મારે ને મારા તમામ વંશજનોને પૂજવાનાં પ્રાણીઓ બન્યાં.

કચેરીમાં પાદશાહે પિતા પુત્રોને ઉંચા સરપાવ બક્ષ્યા; તેની બેસુમાર તારીફ કરી; અને પાછા કાઠિયાવાડ વળાવ્યા.





# ચાંપરાજ વાળો

મોડું ભળકડું હતું. હબસીના મોઢા જેવું અંધારું હતું. ક્યાંઇક ક્યાંઇક વિજળીના સળાવા થાતા હતા તેમાં ભાદરનું ડોળું પાણી કોઇ જોગણના ભગવા અંચળા જેવું દેખાતું હતું.

એ અંધારે જેતપૂર ગામમાં હાલ જ્યાં 'ચાંપરાજની ડેલી' નામે ઓળખાતો ખાંચો છે, ત્યાંની દરબારી દોઢીની નાની બારી ઉઘડી અને જુવાન *રજપૂત ચાંપરાજ વાળો જંગલ જવા નીકળ્યો. એક હાથમાં લોટલીઓ છે, બીજો હાથ બગલમાં દાબેલી તલવારની મૂઠ ઉપર છે, અને અંગે ઓઢેલો કામળો વરસાદના ઝીણાં ઝીણા ઝરમરીયા છાંટા ઝીલતો આવે છે.

એકાએક રજપૂત ભાદરની ભેખડ ઉપર થંભી ગયો. કાન માંડ્યા. આઘે આઘેથી કોઇ રોતું હોય ને ભેળું કોઇ ગાતું પણ હોય, એવા સૂર સંભળાય છે. કોઇ બાઇ માણસનું ગળું લાગ્યું.

"નક્કી કોઇક નિરાધાર બોન દીકરી!" એમ મનમાં બોલીને ચાંપરાજે પગ ઉપાડ્યા. તરવાર બગલમાંથી કાઢીને હાથમાં લઇ લીધી. કોટી છોડી નાખી. અવાજની દિશા બાંધીને એકદમ ચાલ્યો. થોડેક ગયો ત્યાં ચોકખું, ચોધાર રોણું સંભળાણું. વિજળીને સબકારે બે ઓળા વરતાણા.

---

* વાળા રજપૂતો વટલીને કાઠી થયા પહેલાંની આ વાત હોવાનો સંભવ છે.

"માટી થાજે ! કુકર્મી !" એવી હાકલ દેતા ચાંપરાજે નદીની પલળેલી ભેખડો ઉપર ગારો ખુંદતાં ખુંદતાં દોટ દીધી. નજીક ગયો ત્યાં ઉભો થઇ રહ્યો. કોઇ આદમી ન દીઠો. માત્ર તેજના બે ઓળા જ દેખ્યા. અંગ ચોકખાં ન દેખાણાં, પણ હતી તો અસ્રીઓ જ. એક ગાય છે ને બીજી રૂવે છે.

"કોણ ચાંપરાજવાળો કે ?" હસતા ઓળાએ મીઠે કંઠે પૂછ્યું.

"હા, તમે કોણ છો બાઇયું ? અટાણે આંહી શીદ કલપાંત કરો છો ?"

"ચાંપરાજ વાળા ! બ્હીશ નહિ કે ?"

"બ્હીઉં શીદ ? હું શુદ્ધ રજપુત છું."

"ત્યારે અમે અપસરાઉં છીએ,"

"અપસરાઉં ! આંહી શીદ ?"

"આંહી કાલ સાંજે જુદ્ધ થાશે. આ ભાદરમાં રૂધિર ખળકશે."

"તે ?"

"એમાં મોખરે બે જણ મરશે. પહેલો તારો ઢોલી જોગડો : ને બીજો તું ચાંપરાજવાળો. એમાં પેલા મરનાર સાથે આ મારી મોટેરી બેનને વરવું પડશે. એટલે ઇ કલપાંત કરે છે; ને બીજા મરનાર ચાંપરાજને મારા હાથની વરમાળા રોપવાની છે, તેથી હું ધોળ મંગળ ગાઉં છું."

ભળકડું વેગે વહી-જવા લાગ્યું ને બેય ઓળા સંકોડાવા મંડ્યા. રૂદનના સૂર અંધારામાં તૂટતા તૂટતા હીબકા જેવા બનવા લાગ્યા. થડક ! થડક ! થાતી છાતીએ ચાંપરાજ પૂછે છે: "હે અપસરા ! મારે પાદર જુદ્ધ કેવું ? મેં તો કોઇ હારે વેર નથી કર્યાં. વસ્તી ને રાજા વચ્ચે વ્હાલપ વર્તે છે."

"ચાંપરાજ ! આંહી દલીનું કટક ઉતરશે. હાલ્યું આવે છે માર માર કરતું. એક જણને પાપે તારૂં આખું પાટ રોળાય છે.'

"કોણ એક જણ ? શું પાપ ?"

"તારો મોચી : એને કો'ક જોગીએ રાજી થઈ વરદાન માગવાનું કહ્યું : કમતીઆ મોચીએ માગ્યું કે 'હું ચિંતવું તે હાજર થાય.' બોલે બંધાયલ જોગીએ તપસ્યા વેચીને એક દીવી ઉતારી મોચીને દીધી. કહ્યું કે 'જા' ગમાર! પ્રગટજે. ચાર દૂત નીકળશે. કહીશ તે કરશે. કૂડ માગીશ તો તારૂં નગર રોળાશે."

"પછી?"

"પછી તો ચાંપરાજ! મોચીડે મધરાતે દીવી પ્રગટી. ચાર દૂત નીકળ્યા. કામીએ માગ્યું કે દલ્લીની શાહજાદીને પલંગ સોતી આણો!"

ચાંપરાજના હૈયામાંથી અંધારે નિસાસો પડ્યો.

"પછી તો ચાંપરાજ! રોજ રાતે શેજાદીને પલંગ સોતી મગાવે. ફુલ જેવી શેજાદી ચામડાંની દુર્ગંધે જાગી જાય. મૃગલાં જેવી આંખો ઉઘાડીને ચકળ વકળ ડોળા ફેરવે. મુંઝાય. અકળાય. આંખ્યું મીંચી જાય. મોચક બ્હીને એનાથી અળગો રહે. ભળકડે પાછો પલંગ દલી પહોંચડાવે."

ભળકડું ભાંગવા લાગ્યું. ઓળા ઝાંખા થવા લાગ્યા. વાત-કહેનારીનો અવાજ ઉંડો બન્યો.

"એમ કરતાં ચાંપરાજ! છ મહિને શેજાદીનું શરીર સૂકાણું. હુરમે ફોસલાવી પટાવી બેટીને હૈયાની વાત પૂછી. દીકરીએ અંતરની વેદના વર્ણવી. પાદશાહને વિગત પાડી. પાદશાહે શીખવ્યું કે "બેટી! આજ પૂછતી આવજે : કયું ગામ : કયો રાજા : પોતે કોણ : ને નામ શું." એ પ્રમાણે તે દિવસની મધરાતે મોચીના ઘરમાં આળસ મરડીને શેજાદી બેઠા થઈ. પૂછ્યું. છ મહિને સુંદરી બોલી તેથી રાજી થઈને મોચીએ નામ ઠામ દીધાં. એ એંધાણે પાદશાહનું કટક ચડ્યું છે. કાલની રાતે આપણે બેય સુરાપરીમાં સંગાથે હશું, ચાંપરાજ! માટે હું આજ હરખભરી આઉં છું."

એ જ વખતે બીજા ઓળાએ જાણે કે ઝીંટીઆં પીખ્યાં, ચીસ પાડી, અને પરોઢિયાના ફુટતા તેજમાં બેયનાં અંગ ઓગળી ગયાં.

ભાદર રોતી રોતી વહેતી હતી. આભની હજારો આંખોમાંથી ઝીણાં ઝીણાં આસુડાં પડતાં હતાં. ચાંપરાજ આઘે આઘે મીટ માંડીને બેખડ ઉપર ઉભો હતો. અને સાદ પાડીને બોલતો હતો કે "રો-મા! રો મા! હું જોગડાને પહેલો નહિ મરવા દઉં!"

## ૨

પાઘડીનો આંટો લઇ જાણનાર એકેએક જેતપૂરીયો જુવાન ને ઘરડો રાજપૂત ડોઢીમાં હલકયો છે. શરણાઇઓ સીંધુડાના સેંસાટ ખેંચી રહી છે. અને તરવારો ઢાલ ધ્રૂસકાવતો ઝાંપડો જોગડો ઢોલી ઘૂમે છે. જુવાનોની ભુજાઓ ફાટે છે. કેસરીઆ રંગનાં રંગાડાં ઉકળે છે.

"ઇ મોચડાને બાંધીને ચીરી નાખો! ઇ કુકર્મીને જીવતો સળગાવી દ્યો!" દાયરાના જુવાનોએ રીડીયા કર્યા. પણ એ બધાને વારતો ચાંપરાજ ધીરે ગળે કહેવા લાગ્યો કે "બાપ! થાવાની હતી તે થઇ ગઇ. એમાં મોચીને માર્યે આજ કાંઇ જુદ્ધ અટકશે? અને ઇ તો ગામ બધાનું પાપ. રાજા ને રૈયત સહુનું પાપ. નીકર રજપૂતને ગામટીંબે કોઇને આવી કમત્ય સૂઝે જ કેમ? પણ હવે આ જોગડા ઢોલીનું શું કરવું છે?"

"બાપ ચાંપરાજ!" એના પિતા એભલવાળો બોલ્યા: "એ તો ગા વાળે ઇ અરજણ! વીર હોય ઇ અપસરાને વરે. એમાં નાત્ય જાત્ય ન જોવાય. મર જોગડો પેલો પોંખાતો. જેતપરને ઝાઝો જશ ચડશે."

"પણ બાપુ! ઓલી સોળ વરસની રંભા આજ ભળકડે કાંઇ રોતી'તી! બહુ જ વહરૂં રોતી'તી બાપુ! એનો માનખ્યો

ધૂળ મળશે. માટે કહું છું કે જોગડાને કોઠાની માલીકાર આજુનો દિ' પૂરી રાખીએ."

"ઇ તે કેમ બને ચાંપરાજ ભાઇ!" બીજા જુવાનોએ કહ્યું : "એનો તરઘાયો વગડ્યા વિના કાંઇ શરાતન થોડું ચડવાનું? બીજા હાથની ડાંડી પડયે કાંઇ માથાં પડે ને ધડ લડે થોડાં?"

"તો ચાંપરાજ, હું જુક્તિ સુઝાડું." એભલવાળાએ ધ્યાન પહોંચાડયું; "જોગડાને લઇ જાઓ કોઠાને માથે. ત્યાં એના ડીલને દોરડે બાંધી વાળો, હાથ છૂટા રાખો ને હાથમાં ઢોલ આપો. ઉંચે બેઠો બેઠો એ વગાડે, ને હેઠે ધીંગાણું ચાલે. પણ મજબુત બાંધજો. જોજો, તોડાવી ન નાખે."

"સાચી વાત છે બાપુની." કહીને જુવાનો અંગ કસવા લાગ્યા. કેસરીઆં લુગડાંનો ગટાટોપ બંધાઇ ગયો. પીઆલા જેવી તરવારો સજાઇ ગઇ. ઘાટા કસુંબા ઘોળાવા લાગ્યા અને "છેલ્લી વારની અંજળીયું બાપ! પી લ્યો! પાઇ લ્યો!" એવા પડકારા થયા.

તડકા નમ્યા. સૂરજ ઝુંખળો થાવા લાગ્યો. ગગનમાં ડમરી ચડતી દેખાણી.

*

"જો ભાઇ જોગડા! સામે ઉભું એ પાદશાહનું દળકટક. આપણા જણ છે પાંખા. જેતાણું આજ બોળાઇ જાશે. તુંને બાંધ્યો છે તે આટલા સારૂ. ભુજાઉં તોડી નાખજે, પણ તરઘાયો ચોભાવીશ મા! આ કોઠા સામાંજ અમારાં માથાં પડે ને ધડ લડે એવો ઢોલ વગાડયે રાખજે!"

શરાતને થરક! થરક! કમ્પતો જોગડો ઢોલી ચકચૂર-આંખે ચાંપરાજની સામે નિરખી રહ્યો. કસકસીને એની કાયા બંધાઇ ગઇ છે. ધ્રૂસાંગ! ધ્રૂસાંગ! ધ્રૂસાંગ! એની ડાંડી ઢોલ ઉપર પડવા લાગી. અને ડેલીમાંથી વાળા રજપૂતોનું કેસરીયું દળ દાંતમાં તરવાર લઇ હાથમાં ભાલા સોતું દોટ દેતું નીકળ્યું.

પણ ન રહી શકયો : જોગડો ઢોલી કોઠા માથે કસકસાટ બાંધ્યો ય ન રહી શકયો. કાયરને પણ પાણી ચડાવનારી એની એ ભુજાઓમાં કોણ જાણે કયાંથી જોમ ઉભરાણું. કોઠા નીચે બેય સૈન્યોની ઝાકાઝીક મંડાવાને હાં કે ઘડી બઘડી જાય છે, તરવારોનાં તોરણ બંધાઇ ગયાં છે અને રણઘેલૂડો ચાંપરાજ મોખરે ઘૂમી રહ્યો છે, ત્યાં આંહી જોગડાની ભુજાઓએ અંગ ઉપરના બંધ તોડી નાખ્યા. ગળામાં ઢોલ સાથે એણે ઉંચા કોઠા ઉપરથી ડીલનો ઘા કર્યો, અને સહુથી પહેલા એના પ્રાણ નીકળી ગયા. સહુથી પ્રથમ એને મરવાનું સરજેલું હતું તે મિથ્યા ન થયું.

* આગે છેલ્લી ઉઠતો, પેલી ઉઠયો પાંત
ભૂપામાં પડી ભ્રાંત ! જમણ અભડાવ્યું જોગડા !

[ હે જોગડા ઢોલી ! તું તો નીચ કુળનો : અગાઉ તો તારે સહુથી છેલ્લી પંગતમાં જમવા ઉઠવાનું હતું. પણ આજ આ યુદ્ધ રૂપી જમણમાં તો તેં પહેલી પંગતમાં જ બેસીને તરવારના ઘા રૂપી જમણ-જમી લીધું. તેં તો ભૂપતિઓમાં ભ્રાંતિ પડાવી. તેઓનું ભોજન તેં અભડાવી નાખ્યું. ]

જોગડો પડયો અને ચાંપરાજે સમશેર ચલાવી. કેવી ચલાવી ?

ખાંડા તણો ખડયે પોહવ ! પારીસો કીધો;
કર દીધા કલબે, આડા એભલરાઉત !

[ એ રાજા ! તેં તો યુદ્ધક્ષેત્ર રૂપી જમણમાં ખાંડાંના ઝાટકા પિરસવા માંડયા, એટલું બધું પિરસણું કર્યું કે હે એભલના પુત્ર ! મુસલમાન જોદ્ધાઓ રૂપી જમવા બેઠેલા મહેમાનોએ હાંઉ ! હાંઉ ! કરી આડા હાથ દીધા; અર્થાત તેઓ તારા શૂરાતનથી ત્રાસી ગયા. ]

---

* 'રસધાર ધારા ત્રીજીમાં ૧૪૨ મે પાને જોગડાની વાત આવે છે, તેમાં દુહા પૂરા આપેલા છે. એ અને આ બન્ને અંત્યજો એક જ કે જુદા જુદા, તે નક્કી થતું નથી. આંહી આપેલો દૂહો આ જોગડાને લાગુ પડે છે. પરંતુ બીજા દૂહાઓ તો કોઇ ઢેઢ કે ચમાર જાતિને લાગુ પડે તેવા છે, ઝાંપડાને નહિ.

"જય હો !" "જય હો !" એવી જય બોલાવીને ચારણ ઘોડે ચડયો. આખો દાયરો થંભી ગયો અને ચારણે દુહો કહ્યો.

કમળ વિણ ભારથ કીયો, દેહ વિણ દીધાં દાન,
વાળા ! એ વિધાન ચાંપા ! કેને ચડાવીએ !

[માથા વિના યુદ્ધ કર્યું અને દેહ વિના દાન દીધાં: એવાં બે દુર્લભ બિરદ અમે બોન કોને ચડાવીએ ચાંપરાજ વાળા ? એ તો તનેજ ચડાવાય.]

૪

મારવાડનો એક બારોટ ચાલતો ચાલતો જેતપુર આવી પહોંચ્યો. એભલ વાળા પાસે જઇને એણે સવાલ કર્યો કે "રજપૂત, હું માગું તે દેશો ? તમે તો દાનેશ્વરી ચાંપરાજના પિતા છો."

એભલવાળો બોલ્યા, " ભલે બારોટ ! પણ જોઇ વિચારીને માગજો હો !"

બારોટ કહેઃ "બાપ ! તમને પોતાને જ માગું છું."

એભલવાળાને અચંબો લાગ્યો. એ બોલ્યા કે "બારોટ, હું તો બુઢ્ઢો છું. મને લઇને તું શું કરવાનો હતો ? મારી ચાકરી તારાથી શી રીતે થશે ? તેં આ કઇ રીતની માગણી કરી ?"

બારોટે તો પોતાની માગણી બદલી નહિ, એટલે એ વૃદ્ધ દરબાર પોતાનું રાજપાટ ચાંપરાજથી નાનેરા દીકરાને ભળાવીને બારોટની સાથે ચાલી નીકળ્યા,

રસ્તે જતાં દરબારે પૂછ્યું કે " હે બારોટ ! સાચે સાચું કહેજો; આવી વિચિત્ર માગણી શા માટે કરી ?"

બારોટે હસીને કહ્યું: "બાપ, મારવાડમાં તેડી જઇને મારે તમને પરણાવવા છે."

એભલવાળા હસી પડ્યા ને બોલ્યા: "અરે ગાંડા, આ તું શું કહે છે? આટલી ઉંમરે મને મારવાડમાં લઇ જઇને પરણાવવાનું કાંઇ કારણ?"

બારોટ કહે: "કારણ તો એ જ કે મારે મારવાડમાં ચાંપરાજ વાળા જેવો વીર નર જન્માવવો છે, દરબાર!"

એભલવાળાએ બારોટનો હાથ ઝાલીને પૂછ્યું, "પણ બારોટ, તારી મારવાડમાં ચાંપરાજની મા જેવી કોઇ જડશે કે? ચાંપરાજ કોને પેટ અવતરશે?"

"કેવી મા?"

"સાંભળ ત્યારે જે વખતે ચાંપરાજ માત્ર છ મહિનાનું બાળક હતો, તે વખતે એક દિવસ હું રણવાસમાં જઇ ચડેલો. પારણામાં ચાંપરાજ સૂતો સૂતો રમતો હતો. એની માની સાથે વાત કરતાં કરતાં મારાથી જરાક અડપલું થઇ ગયું. ચાંપરાજની મા બોલ્યાં કે "હાં, હાં, ચાંપરાજ દેખે છે હો!"

"હું હસીને બોલ્યો: "જા રે ગાંડી, ચાંપરાજ છ મહિનાનું બાળક શું સમજે?"

"બારોટ, હું આટલું કહું છું, ત્યાં તો ચાંપરાજ પડખું ફેરવીને બીજી બાજુ જોઇ ગયો.

"હું તો રણવાસમાંથી બહાર ચાલ્યો આવ્યો. પણ પાછળથી એ શરમને લીધે ચાંપરાજની માએ અફીણ પીને આપઘાત કર્યો."

"બોલો બારોટ! આવી સતી મારવાડમાં મળશે?"

નિરાશ થઇને બારોટે કહ્યું: "ના."

"બસ ત્યારે, હાલો પાછા જેતપુર."



# આઈ કામબાઈ

જાંબુડા ગામના ચારણો ઘોડાની સોદાગરી કરતા. આઠ મહિના દેશાવર ખેડી ખેડી ચોમાસું ઘરને આંગણે ગાળતા. કંકુવરણી ચારણીઆણીઓ દૂઝાણાં વાઝાણાં રાખીને ઘરનો વહેવાર ચલાવતી, ઉનાળાની શીળી રાતે રોજ રોજ રાસડે ઘૂમતી અને ગામનાં, ગામધણીનાં, રામનાં ને સીતાનાં ગીતો ગાતી કે

જામ ! તારૂં જાંબુડું રળીઆમણું રે
પરણે સીતા ને શ્રી રામ,
આવે રાઘવ કુળની જાન—જામ૦

પ્રભાતનો પહોર ઉગમણી દિશાને આંગણે કંકુડાં વેરે છે. જાંબુડા ગામની સીમ જાણે સોને ભરી છે. તે ટાણે કામબાઈ નામની જુવાન ચારણી કૂવાકાંઠે બેડું ભરે છે. કાળી કામળીમાં ગોરૂં મ્હોં ખીલી રહ્યું છે. ઉજાગરે રાતી આંખો હીંગળોભરી ભાસે છે. એની આંખો તો રોજ એવી રાતીચોળ રહેતી : લોકો કહેતા કે “ આઈ તો ચોરાશી લોબડીઆળી દેવીયું ભેળાં રાતે આભા-મંડળમાં રાસ માંડે છે., એટલે આઈની આંખ્યું રાતીયું રે’ છે. ”

"આઈ, આ જામ આવ્યો. આપણા નગરના ધણી. ગઢવાની ધાયેં એને આંતરે ગાંઠ્યું છે. જામનાં આદરમાન કરો આઈ."

"ખમા બાપ! મોક દિવાળી–" એટલું જ્યાં જુવાન ચારણી બોલે ત્યાં તો ઓસરીમાં ઢોલીઓ પડેલો તે નોકરે ઢાળ્યો અને નગરનો રાજા ઢાળ્યો તે પર બેસી ગયો. બેસીને બોલ્યો "ભાભી! દેવતા લાવજો. હોકો ભરીએ."

'ભાભી' શબ્દ સાંભળતાં તો ચારણીના માથામાં ચસકો નીકળ્યો. કોઈ કુહાડો જાણે લમણા પર પડ્યો. કોઈ દિવસ 'ભાભી' શબ્દ સાંભળવાનો એને અનુભવ નહોતો.

દેવતા દીધો. બીજી વાર "ભાભી" કહી દૂધ માગ્યું. કામબાઈની કાયા ધ્રુજતી ઊઠી. દૂધ દીધું. ત્રીજી વાર "ભાભી" કહી પાણી માગ્યું; અને ચારણીને એ વેણ ઠેઠ અંતરમાં ઉતરી ગયું;

આંહી ઢોલીએ બેઠેલ રાજાને રૂંવાડે રૂંવાડે કામ પ્રગટ થયો છે. વિકારના અંગારા બળે છે.

"લે બાપ! તારે જે જોતું'તું ઇ બધું." એમ અવાજ સંભળાયો. સન્મુખ આવીને ચારણી ઉભી રહી. કામળીમાં ઢાંકેલી એક થાળી હાથમાં લીધી છે. કાયા થર થર કાંપે છે. "લે! લે! લે ઝટ!" એમ ફરી ત્રાડ પડી.

"શું?" રાજા ચમકીને બોલ્યો.

"તારે જોતું'તું ઇ બધું." કહીને કામબાઇએ થાળી ઉઘાડી.

"અરરર! આઇ!" લાખાનો સાદ ફાટી ગયો. થાળીમાં કાપેલા બે થાનેલા (સ્તન) દીઠા.

"ના ના, ભૂલ્યો! આઇ નહિ, ભાભી!" ચારણી આંખો ધૂમાવતી હસવા લાગી. "લે! લે! લે!"

"એ આઇ! હું ભૂલ્યો. ઘર ભૂલ્યો." રાજાએ હાથ જોડયા.

"અરે હોય નહિ. આ લે! આ લે! આ લે!"

હું બેણી તું ભા, સગા! આહુનો સબંધ
કુવચન કાછેલા! કીયે અવગણે કઢીયું!

[હે રાજા! હું ચારણી એટલે બ્હેન: ને તું ક્ષત્રિય એટલે ભાઇ: ચારણ–રજપૂતો વચ્ચેનો આદિથી ચાલ્યો આવતો આ સંબંધ: છતાં હે કચ્છમાંથી આવેલ જાડેજા રાજા (કાછેલા)! તેં 'ભાભી' એવું કુવચન મારા કયા અપરાધે કાઢ્યું?]

સાંભળીને રાવ ભાંગ્યો. પાછળ થાળી સોતી ચારણીએ દોટ દીધી. "લેતો જા! બાપ લેતો જા!" એવા સાદ કરતી કામબાઇ પાછળ પડી અને ફરી દુહો કહ્યો:

સંચેલ ધન ચારણ તણાં, ઝરશે નહિ જસા!
અજરો રે' અસા લોઢું લાખણશીઅડા!

[હે જામ લાખા! આ તો ચારણનાં રૂપ રૂપી ધન: એ તને નહિ પચે, આ તો લોઢું કહેવાય. એનો તને અપચો થશે.]

જામ ઘોડો દોટાવ્યે જાય છે. નગરમાં પેસી જાય છે. પાછળ ચારણી પડી છે. એના મ્હોંમાંથી ત્રીજો દુહો ગાજે છે :

ચમકપાણ લોહ ઓગળદી, પાનંગ વખ પરાં,
અમરત ખાધે ન ઉતરે, ચારણ–લોહી બરાં !

[લોઢું ન ઝરે તો તેની ઓષધી ચમકપાણ નામનો પથ્થર છે. સાપના વિષનું ઓષધ અમૃત છે. પરંતુ અમૃત ખાવાથી પણ જેનું ઝેર ન ઉતરે તેવાં બુરાં તો ચારણનાં લોહી છે.]

નગરના મહેલમાં જામે સાંભળ્યું કે ચંડિકા સમી ચારણી હજુ તો શરીરના ટુકડા કરતી ને સીમાડે લોહી છાંટતી ચાલી આવે છે. રાજા સામા ગયા, મ્હોમાં તરણું લઇને બોલ્યા : "માતાજી, મને પારકાએ ભૂલાવ્યો. હવે ક્ષમા કરો.":

"હું તને માફ કરું છું. પણ એક વાત યાદ રાખજે. આ તારા મહેલની ઓતરાદી બારી કદિ ઉઘાડીશ નહિ."

*

બાર વરસ વીતી ગયાં. જામે બીજી વાર લગ્ન કર્યાં. નવાં રાણીની સાથે પોતે એક દિવસ મહેલમાં બેઠેલા છે.

રાણીએ પૂછ્યું: "દરબાર ! ઓતરાદી દસ્યેથી દરીઆના પવનની લ્હેરો આવે, રળીઆમણા દેખાવો જોવાય, છતાં એજ બારી શા માટે બંધ કરાવી છે ?"

"ત્યાં એક ચારણી બળી મુવાં છે. એની મના છે."

"કેટલો વખત થયો ?" "બાર વરસ."

હસીને રાણી બોલ્યાં: "અહોહોહો ! આજ બાર બાર વરસે કાંઇ એની મનાઇને ગણકારવાની હોય ?"

રાણીના આગ્રહથી એ બંધ બારીની ઇંટો કઢાવવામાં આવી. સામે જ દરીઆનો વિશાળ ખારો પાટ વરસાદના જળમાં ડુબેલો પડ્યો હતો. ચોમાસા સિવાયની ઋતુમાં એ ખારા વચ્ચે પરગામના કેડા પડતા. બરાબર જાંબુડાથી જે કેડો આવતો તે જ એ કેડો : પણ અત્યારે એ પાણીમાં ડુબેલો હતો. આઘે આઘે જાણે એ પાણી ઉપર આગ બળતી હતી.

જામ લાખાએ રાણીને બોલાવ્યાં. આંગળી ચીંધીને જામે રાણીને કહ્યું: "જુઓ રાણીજી, ઓલી જગ્યાએ પાણીની સપાટી ઉપર ભડકો બળે; બરાબર ત્યાં એ ચારણીઆણી બળી મરેલી."

પણ રાજા જ્યાં આંગળી ચીંધાડવા જાય, ત્યાં તો એ દૂર બળતી જ્વાળા આંગળીને ટેરવે ચોંટી. ઝડ! ઝડ! ઝડ! અંગ આખું સળગી ગયું. રાજા બળીને ખાખ થયો. ચારણોએ ગાયું :

ચારણ ને ચકમક તણી, ઓછી મ ગણયે આગ!
ટાઢી હોયે તાગ, (તોયે) લાગે લાખણશીયડા!

[ હે લાખાજી જામ! ચારણની અંદર અને ચકમકની અંદર બેસુમાર અગ્નિ છુપાઇ રહ્યાં હોય છે. દેખાવમાં તો ચકમક ઠંડો છે પણ એની સાથે ઘર્ષણ થાય ત્યારે બાળીને ખાખ કરે તેવા તણખા ઝરે છે. તેવી જ રીતે આ વૃત્તાંતમાં પણ અબોલ અને ઠંડી કામબાઇની અંદર ઉંડાણે આગ બળતી હતી. કોઇ ન સમજે કે એ બાળી શકશે. છતાં ત્યાંથી છૂટીને એ તને વળગી, તને બાળી ભસ્મ કર્યો. ]

રૂનો રાફ ન છેડીએ, જાગે કોક જડાગ!
જાગી જાડેજા સરે, કામઇ કાળો નાગ.

[ કોઇ રાફડાને જુનો અને ખાલી સમજીને ઉખેળવો નહિ. કારણ કે એમાં કોઇક દિવસ ઝેરી સર્પ નીકળી પડે. જેવી રીતે ચારણ જ્ઞાતિરૂપી જુના રાફડામાંથી જાડેજાને માથે કામબાઇ કાળા નાગ શી જાગી. ]





# કટારીનું કીર્તન.

રાજકોટની રાજગાદી ઉપર મસ્તાના રાજા મેરામણજી રાજ કરે. એની જીભે ને લેખણે જાણે સરસ્વતી હાજરાહજૂર છે. કાવ્યકળાના તો પોતે સાગર: કચેરીમાં અમીર ઉમરાવો કરતાં પણ અદકાં આદરમાન કવિઓને આપે. પોતાની નાનકડી રાજસભામાં પોતે ચાર પાંચ કવિ-રત્નોને વસાવ્યાં હતાં: એક તો કવિ દલપતરામ, બીજા જૈન જતિ જીવણવિજય, ત્રીજો જેસો લાંગો ચારણ, ચોથો પાલો ચારણ, અને પાંચમો એક બાવો. એ પાંચ અને છઠ્ઠા પોતે: છએ મળીને 'પ્રવીણ-સાગર'નો પ્રેમ-ગ્રંથ લખ્યો. એ ગ્રંથમાં તો વ્યવહારનું ડહાપણ માત્ર વલોવી લીધું. શી કવિતા! શો વ્રજ ભાષાનો મરોડ! શી વિવિધ ભાત્યની વિદ્યા! અને શી વિજોગી નાયક-નાયિકાની હૈયાવીંધણ વાણી! પ્રવીણ-સાગર રચીને તો કવિઓએ હાથ ધોઇ નાખ્યા છે.

એક દિવસ રાજકોટને પાદર આજીને કાંઠે એક બાવો આવ્યો; ધૂણી ચેતાવી. ધીરેધીરે માણસોનો ઘેરો થવા માંડ્યો. ગંજેડી ભંગેડીઓ ગાંજો ભાંગ પીવા ટોળે વળવા માંડ્યા. રાખમાં રૂપીઆ પૈસા દાટીને બાવો ચમત્કારને નામે ચપટીઓમાંથી રૂપીઆ કાઢવા

લાગ્યો. નગરની ભોળી તેમજ નટખટ નારીઓ દોરા ધાગા કરાવવા આવતી થઇ.

એક દિવસ એ બાવાએ રાજની બે વડારણોને શીખવ્યું: "તમારા પઠાણ જમાદારની નવી વહુને અને મેરામણજી ઠાકોરને હીણો વહેવાર છે એવી વાત ફેલાવો તો તમને ન્યાલ કરી આપું."

હલકી વડારણો લાલચમાં પડી, ઠાકોરના માનીતા પઠાણ જમાદારના ઘરમાં જતી આવતી થઇ ને કૂડી વાત ફેલાવવા લાગી. વાતો સાંભળીને પઠાણ જમાદારને ઝેર ચડવા લાગ્યું.

આ બાવો કોણ હતો? મૂળ સોની હતો. એની સ્ત્રીને પઠાણ જમાદારે ઘરમાં બેસાડી હતી. સોની વેર વાળવા આવ્યો હતો.

એક દિવસ ઠાકોર મેરામણજી ગામમાં ફરવા નીકળ્યા છે. ગાડીની બાજુમાં પઠાણ ઘોડે ચડીને ચાલે છે. ઓચીંતી ગાડી પઠાણના ઘર પાસેથી નીકળી. પઠાણનો વ્હેમ વધ્યો.

વડારણો તો લાગ જોઇ પઠાણની મેડીએ પહોંચી ગઇ હતી. એણે મેળ મેળવ્યો. પઠાણની વહુને પૂછ્યું "બાપુને જોવા છે?"

"ના બાઇ, પઠાણ જાણે તો જીવ કાઢી નાખે."

"અમે આડી ઉભી રહીએ. તમે સંતાઇને જોઇ લેજો. બાપુ તો આપણા માવતર કહેવાય."

ગાડી નીકળી. ઉંચી બારીમાં બે વડારણો ઉભી છે. વચ્ચેથી પઠાણની વહુ જોવે છે. એમાં ઓચીંતી વડારણો બેસી ગઇ. પઠાણની વહુને ભાન આવે તે પહેલાં તો પઠાણની નજર ઉંચી પડી. એનાં મનમાં ડાઘ પડી ગયો. ઠાકોર ઉપર એની ખુની આંખ રમવા માંડી.

ગઢમાં જઇને ઠાકોરે સાંજની મશાલ વેળાની કચેરી ભરી. ભાઇબંધો પડખે જ બેઠા છે. બિરદાવળીઓ બોલાય છે. ત્યાં પઠાણ આવ્યો. 'આવો જમાદાર!' એટલું બોલી ઠાકોર જ્યાં

આદર આપે છે, ત્યાં તો પઠાણ કશા પણ ઓસાણ વગરના નિર્દોષને નિઃશસ્ત્ર ઠાકોર ઉપર તલવાર ખેંચીને ધસ્યો.

એકજ ઘડી—અને ઠાકોરના દેહ ઉપર ઝાટકો પડત.

પણ પાંપણનો પલકારો પૂરો થાય તે પહેલાં તો આડો એક હાથ દેખાણો. એક કટાર ઝબુકી. અને કટાર પડી. કયાં? પઠાણની પહોળી છાતીમાં. પડાક જેવડો પઠાણ પડ્યો. ઝબકેલાં માણસોને જાણે ફરીવાર જીવ આવ્યો.

ઠાકોરને બચાવનારો એ કટારીદાર હાથ કોનો હતો? જેસા-ભાઇ ચારણનો. ઠાકોર એને ભેટી પડ્યા :

"ગઢવી! તમે? મારા પ્રાણદાતા!"

"ખમા બાપને!" ગઢવી બોલ્યાઃ "હું નહિ, જોગમાયા."

"ગઢવી, રોણકી ગામ વંશપરંપરા માંડી આપું છું."

"શી જરૂર છે બાપ! આ કાયા પંડ જ તારે કણે કણે બંધાણી છે."

"પણ જેસા ગઢવી! એક રોણકી દીધે જીવની હોંશ પૂરી થાતી નથી. અંતરની માલીપા કાવ્યની છોળ્યું આવે છે."

એમ કહીને ઠાકોરે 'કટારીનું કીર્તન' પરબારું જીભેથી જ ઉપાડ્યું. શબ્દ આપોઆપ આવતા ગયા અને રૂડી રચના બંધાતી ગઇ.

[ ગીત–સપાખરું ]

૧

ભલી વેંડારી કટારી, લાંગા! એતા દી' કળાકા ભાણ!
  સંભારી કચારી માંડી હોવંતે સંગ્રામ;
હેમઝરી નીસરી વનારી શાત્રવાંકા હૈયા
  અજાળી આ માગે થારી દોધારી ઇનામ!

૨

પદ્વી અદ્વી આખરાંકી જમ્મદદ્વી કદ્વી પાર,
ઘસેડી શાત્રવાં હૈયે રાખવા ધરમ;
બંબોળી રતમ્માં થકી કંકોળી શી કઢી બા'ર
હોળી રમી પાદશારી નીસરી હરમ !

૩

અષાઢી બીજલી જાણે ઉતરી શી અણી બેર
મણિ હીરાકણી જડી નખારે સત્રાથ;
માળીએ હો મૃગાનેણી બેઠી છત્રશાળી માંય
હેમરે જાળીએ કદ્વી શાહજાદી હાથ !

૪

કરી વાત અખીઆત, અણી ભાત ન થે કણી,
જરી જાળીઆમાં તરી જોવે આંખ આંખ;
શાત્રવાંકા હીયા બીચ સોંસરી કરી તેં જેસા
ઇશરી નીસરી કે ના તીસરી શી આંખ !

૧. યુદ્ધકળામાં અતિ સમર્થ હે લાંગા ! આટલા દિવસ તેં કમરમાં કટારી બાંધી એ આજે સાર્થક થયું. આજ બરાબર સંગ્રામને વખતે જ એને તેં ઠીક યાદ કરી. શત્રુનું હૃદય ચીરીને સોંસરી બહાર નીકળીને તારી અજબ સુવર્ણ-જડિત બેધારી કટારી કેમ જાણે પોતાનાં પરાક્રમનું ઇનામ માગતી હોય, એવો દેખાવ થયો.

૨. તારી કટારી કેવી ? જાણે અઢી અક્ષરનો મારણ-મંત્ર !* જાણે જમર્ન. દાઢ ! તારો સ્વામી-ધર્મ સાચવવા તેં એને શત્રુની છાતીમાં ઘોંચીને આરપાર કાઢી. અને પછી જ્યારે લાલ લાલ લોહીથી તરબોળ બનાવીને તેં એને પાછી ખેંચીને બહાર કાઢી, ત્યારે એ કેવી દિસતી હતી ? જાણે હોળી રમીને લાલ રંગમાં તરબોળ બનેલી બાદશાહની કોઇ હુરમ બહાર નીકળી !

૩. કેવી ! કેવી એ કટારી ! અહો, જાણે અષાઢ માસની વીજળી આકાશમાં ઉતરી હોય ! અને લોહીથી રંગાઇને જ્યારે એ આરપાર દેખાઇ ત્યારે એવું લાગ્યું કે કેમ જાણે કોઇ મહેલને ઝરૂખે બેઠેલી મૃગ-નયની શાહજાદીએ લાલ હીરાથી જડેલા નખવાળો પોતાનો હાથ સોનાના જાળીઆમાંથી બહાર કાઢ્યો હોય !

૪. બીજા કોઇથી ન બને તેવી વાત આજે તેં કરી. ફરીવાર : કેવી ગે છે એ કટારી ? જાણે જાળીઆમાં બેઠી બેઠી કોઇ રમણી જરી જરી ઝાંખું ઝાંખું નિરખતી હોય; પતિની વાટ જોતી હોય ! અહો જેસા ! એમાંના એકેય જેવી નહિ; પણ એ તો શંકરની ત્રીજી પ્રલયકારી આંખ જેવી મને લાગી.

---

* એને શંકરનો મહામંત્ર કહેવાય છે. એ મંત્ર 'ચંડીજી' માં છે. એના બળથી ગમે તે માણસને મારી નાખી શકાય, એવું માનવામાં આવે છે.





# સાંઈ નેહડી

**અધરાત** હતી. બારે મેઘ ખાંગા બની તૂટી પડ્યા હતા: જગતને જાણે બોળી દેશે એવા પાણી ઘેરી વળ્યાં હતાં. ઉંચે આભ ભાંગે તેવા કડાકા ભડાકા : અને નીચે મહાસાગરે માઝા મેલી હોય તેવું જળબંબાકાર : વચ્ચે ફક્ત ઉંચા ડુંગરાને પેટાળે નાનાં નેસડાં જ અનામત હતાં. અંધારે આશાના ઝાંખા દીવા ઘડી ઘડી એ નેસડામાંથી ટમટમતા હતા.

સમજદાર ઘોડો એ દીવાને એંધાણે એંધાણે ડુંગરા ઉપર નેસડાંની દિશા સાંધી રહ્યો છે. પોતાને ગળે બાઝેલો અસ્વાર જરીકે જોખમાઇ ન જાય તેવી રીતે ઠેરવી ઠેરવીને ઘોડો ડાબલા માંડે છે. વીજળીને ઝબકારે નેસડાં વરતાય છે. ચડતો, ચડતો, ચડતો ઘોડો એક ઝુંપડાની ઓસરી પાસે આવીને ઉભો રહ્યો. ઉભીને એણે દૂબળા ગળાની હાવળ દીધી.

સૂસવાટા દેતા પવનમાં ઘોર અંધારે ઝૂંપડીનું કમાડ ઉઘડ્યું. અંદરથી એક કામળી ઓઢેલ અસ્ત્રી બહાર નીકળી. પૂછ્યું "કોણ ?"

જવાબમાં ઘોડાએ ઝીણી હાવળ કરી. કોઇ અસ્વારનો બોલાસ ન આવ્યો.

નેસડાની રહેનારી નિર્ભય હતી. ઢૂકડી આવી. ઘોડાના મ્હોં ઉપર હાથ ફેરવ્યો. ઘોડાએ જીભેથી એ માયાળુ હાથને ચાટી લીધો.

"ફિકર નહિ! દીવો સારો સાખીઓ. ઈશ્વર પડે તો અંધારે ય ભાળે છે ને! ફિકર નહિ. આ સગ સૂતરની ભરેલી કૂડી કાયા બીજે ક્યાં કામ લાગશે? અને આ તો નડું છે. મારું પેટ છે. ફિકર નહિ."

જુવાન ચારણીએ પોતાનું શરીર એ ઠરેલા ખોળીઆની પડખે લાંબું કર્યું. કામળીની સોડ તાણી લીધી. પોતાની હુંફાળી ગોદમાં એ પુરૂષને શરીરનો ગરમાવો આપવા લાગી. ઈશ્વરની આંખ જેવો દીવો સ્થિર જ્યોતે જગતો રહ્યો.

ધીરે-ધીરે-ધીરે : ધબકારા વધ્યા. અંગ ઉનાં થવા લાગ્યાં, શરીર સળવળ્યું અને અસ્ત્રીએ ઉભી થઇ લુગડાં સંભાળ્યાં. ટોયલી ભરી ભરીને એ પુરૂષના મ્હોંમાં દૂધ ટોયું.

પુરૂષ બેઠો થયો. ચકળ વકળ ચારે બાજુ જોવા મંડ્યો. દીવાને અજવાળે એનું મ્હોં તેજ કરવા લાગ્યું. એની ઉંચી જાત અછતી ન રહી.

"હું ક્યાં છું? તમે કોણ છો બોન?"

"તું તારી-ધરમની બોનને ઘેર છો બાપ! બ્હીશ મા."

બાઈએ બધી વાત કહી. આદમી ઉઠીને એના પગમાં પડી ગયો. બાઈએ પૂછ્યું "તું કોણ છો ભા?"

"બોન, હું એભલવાળો."

"એભલવાળો? તળાજું? તું દેવરાજા એભલ?"

"હા બોન. એ પડે જ હું. દેવ-તો નથી, પણ માનવીના પગની રજ છું."

"તારી આ દશા, બાપ એભલ?"

"હા આઇ, મારી વસતી સાટુ : મુવો હોત તો ય લેખે હતો. સાત વરસે હું આજ મે વાળી શક્યો!"

"શું બન્યું'તું ભાઇ?"

"તળાજા માથે સાત દુકાળ પડ્યા આઇ! મારી વસતી ધા દેતી હતી. આભમાં ઘટાટોપ વાદળ : પણ ફોરું ય ન પડે.

એભલવાળાની વાત કહી સંભળાવી. ગામતરેથી આવતાં તુર્ત જ સ્ત્રીને આ પારકા માણસની વાતો ઉપર ઉભરા ઠલવતી દેખી ચારણને ઠીક ન લાગ્યું. એમાં વળી એને કાને પાડોશીએ ફુંકી દીધું કે "કોઇ પારકા મરદને તારી અસ્ત્રીએ સાત દિ' સુધી ઘરની અંદર હાંસેલો!"

ચારણના અંતરમાં વ્હેમનું વિષ રેડાઇ ગયું. પોતાની કંકુવરણી ચારણી ઉપર એ ટાણે કટાણે ખીજાવા મંડ્યો. છતાં ચારણી તો ચુપ રહીને જ બધાં વેણ સાંભળ્યે જતી. એને પણ વાતની સાન તો આવી ગઇ છે.

એક દિવસ ચારણ ગાય દોવે છે. ચારણીના હાથમાં વાછડું છે. અચાનક વાછડું ચારણીના હાથમાંથી વછૂટીને ગાયના આઉમાં પહોંચ્યું. ચારણ ખીજાયો. એની બધા દિવસની રીસ એ સમે બહાર આવી. ચારણીને એણે આંખો કાઢીને પૂછ્યું: "તારા હેતુને કોને સંભારી રહી છો?" હાથમાં શેલાયું (નોંજણું) હતું, તે લઇને એણે સાંઇના શરીર પર કારમો પ્રહાર કર્યો.

ચારણીના વાંસામાં ફડાકો બોલ્યો. એનું મ્હોં લાલચોળ બન્યું. થોડીવાર એ અબોલ ઉભી રહી. પણ એનાથી સહેવાયું નહિ દૂધના બોઘરામાંથી અંજળી ભરીને આથમતા સૂરજ સન્મુખ બોલી: "હે સૂરજ! આજ સુધી તો ખમી ખાધું. પણ હવે બસ! હદ થઇ. જો હું પવિત્ર હોઇશ તો આ દૂધને છાંટે છાંટે આને શરીરે રક્તપીત થજો." એમ કહીને એણે ચારણ ઉપર અંજળી મારી. મારતાં તો સમ! સમ! સમ! કોઇ અંગારા છંટાણા હોય તેમ ચારણને રોમે રોમે આગ થઇ. ભંભોલા ઉઠ્યા; ભંભોલા ફુટીને પરૂ ટપકવા લાગ્યું. ચારણ બેસી ગયો. નેહડીનાં નેણાં નીતરવા લાગ્યાં.

થોડા દિવસમાં તો ચારણનું શરીર સડી ગયું; લોહી શોષાઇ ગયું. આંસુ સારતી સારતી સાંઇ એ ગંધાતા શરીરની ચાકરી કરે છે. આખરે એક દિવસ એક કંડીઆમાં રૂનો પોલ કરી,

અંદર પોતાના સ્વામીના શરીરને સંતાડી, કંડીઓ માથા પર ઉપાડી સતી સાંઇ એકલી ચાલતી ચાલતી તળાજે પહોંચી.

રાજા એભલને ખબર કહેવરાવ્યા. રાજાએ બ્હેનને ઓળખી. આદર સત્કારમાં ઓછપ ન રાખી. પરંતુ બ્હેનની પાસે કંડીઆની અંદર શું હશે? કંડીઓ કેમ એક ઘડી પણ રેઢો મૂકતી નથી? છાનીમાની ઓરડામાં બેસીને કેમ ભોજન કરતી હશે? ઓરડાની અંદર એ ઝીણી ઝીણી વાતો કોની સાથે કરતી હશે?

એવી અનેક શંકાઓ રાજાને પડી, એકાંતે જઇને એણે બ્હેનના મનની વાત પૂછી.

બેને કંડીઓ ખોલીને એ ગંધાતા અને ગેગી ગએલા ચારણનું શરીર બતાવ્યું. એભલના મ્હોંમાંથી નિઃશ્વાસ નીકળી ગયો.

"બ્હેન બાપ! આ દશા?"

"હા બાપ! મારાં કરમ!"

ચારણીએ બધી વાત કહી સંભળાવી.

"હવે કાંઇ ઉપાય?"

"તેટલા માટેજ તારી પાસે આવી છું."

"ફરમાવો."

"બની શકશે?"

"કરો પારખું."

"ઉપાય એકજ છે, ભાઇ! બત્રીશલક્ષણા પુરૂષના લોહીથી આ શરીરને નવરાવું તો જ મારો ચારણ બેઠો થશે."

"વાહ વાહ! કોણ છે બત્રીશલક્ષણો? હાજર કરૂં."

"એક તો તું, ને બીજો તારો દીકરો અણો."

"વાહવાહ બોન! ભાગ્ય મારાં કે મારૂં રૂધિર આપીને હું તારો ચુડો અખંડ કરીશ."

ત્યાં તો કુંવર અણાને ખબર પડી. એણે દોટ દીધી. આવીને કહ્યું કે "બાપુ, એ પુણ્ય તો મનેજ લેવા દ્યો."

બાપે પોતાને સગે હાથે જ તલવાર ચલાવી. પેટના એકના એક પુત્રનું માથું વધેર્યું. ચારણીનો સ્વામી એ લોહીમાં સ્નાન કરીને સાજો થયો. એભલે પ્રાણ સાટે પ્રાણ આપીને કરજ ચૂકાવ્યાં.

આજ પણ સાંઇ નેહડીનો ટીંબો તળાજાથી થોડે આઘે ચારણોના બાબરીઆત ગામ પાસે ખડો છે. અને પિતા પુત્ર એભલ–અણો નીચેના દુહામાં અમર બન્યા છે.

સરઠો ! કરો વિચાર, બે વાળામાં કયો વડો ?
સરનો સોંપણહાર, કે વાઢણહાર વખાણીએ ?

[ હે સોરઠનાં માનવી ! વિચાર તો કરો ? આ એભલવાળો અને અણોવાળો–બેમાંથી કોણ ચડે ! કોનાં વખાણ કરીએ ? શિર સોંપનાર બેટાને ? કે સગા દીકરાનું માથું સ્વહસ્તે વાઢી આપનાર બાપને ? ]





# શૂરવીરની સ્નેહરાત

પેલો પહોરો રેનરો, દીવડા ઝાકમઝોળ,
પિયુ કંટાળો કેવડો, ધણ કંકુની લોળ.

[ મિલન–રાત્રિનો પહેલો પહોર છે. દીવા ઝળહળે છે. સ્વામી કાંટાળા કેવડા સરીખો સુંદર અને સુગંધીમય દિસે છે. સ્ત્રી જાણે કંકુમાંથી સર્જેલી પૂતળી લાગે છે. ]

દૂજો પહોરો રેનરો, વધીઆ નેહ–સનેહ,
ધણ ત્યાં ધરતી હો રહી પિયુ અષાઢો મેહ.

[રાત્રિનો બીજો પહોર બેઠો. એ અજાણ્યાં યુગલ વચ્ચે પ્રીતડી વધી પડી. પત્ની તૃષાતૂર ધરણી સમ બની ગઇ, ને પિયુ આષાઢીલા મેઘ જેવો બની પ્રેમ-ધારા વરસવા લાગ્યો. ]

ત્રીજો પહોરો રેનરો. દીવડા શાખ ભરે,
ધણ જીતી પિયુ હારિયો રાખ્યો હાર કરે.

[ ત્રીજો પહોરે દીવાની સાક્ષી રાખીને પ્રીતિના ખેલ ખેલાયા. પત્ની જીતી ને પતિ હારી ગયો. હારેલા પતિને સ્ત્રીએ કબ્જામાં લીધો. શી રીતે? હૈયાનો હાર કરી લઇને. ]

ચોથો પહોરો રેનરો, બોલ્યા કૂકડ કાગ,
ધણ સંભાળે કંચવો, પિયુ સંભાળે પાગ.

[ ચોથે પહોરે તો પ્રભાત પડ્યું, કૂકડા ને કાગડા બોલ્યા. સ્ત્રીએ કાંચળી પહેરી, ને પતિએ પાઘડી બાંધી લીધી. ]

પાંચમો પહોરો દિવસરો ધણ ઉભી ઘરબાર,
રૂમઝુમ રૂમઝુમ હો રહી ચૂડી કંકણ હાર.

[ પાંચમે પહોરે, દિવસ વેળાએ પત્ની ઘરને બારણે ઉભી રહી. એના હાથની ચૂડીઓ, કંકણો અને ડોકના હાર રૂમઝુમાટ કરી રહ્યા છે. ] 34327

છઠ્ઠો પહોરો દિવસરો, કરિયા જમ્મણ વાર,
તન ચોખા મન લાપસી, નેણાં ઘીની ધાર.

[ છટ્ઠે પહોરે જમણ બનાવીને જમાડે છે. તન રૂપી ચોખા: મન રૂપી કંસાર: અને તેમાં આંખોનાં અમી રૂપી ઘીની ધાર પિરસાય છે. ]

સાતમો પહોરો દિવસરો, પિયુજી વાડિયે જાય,
પિયુજી લાવે અંબફળ, ધણ ઘોળે પિયુ ખાય.

[ દિવસને સાતમે પહોરે પતિ ફુલવાડીમાં જાય છે. ત્યાંથી કેરીઓ લાવે છે. સ્ત્રી કેરીઓ ઘોળતી જાય છે, ને પતિ ચૂસતો જાય છે. ]

આઠમો પહોરો દિવસરો ચડી દીવડલે વાટ
ધણ મરકે ને પિયુ હસે ફેર બિછાવે ખાટ.

[ આઠમો પહોર બેઠો. દીવા પેટાયા. પત્ની મરક! મરક! મલકી રહી છે, ને પતિ હસે છે. ફરીવાર સેજ પથરાય છે. ]